૨૯૩૪

# પ્રસ્તાવના.

દુનીઆમાં કેટલાક લોકો હાલના વખતમાં સુધરેલ મતમાં ભળી જઈ સાધારણ ઇંગ્રેજી અભ્યાસ કરી પોતાના ધર્મને ત્યાગ કરી આપેછે અને તદન અજ્ઞાનપણામાં લોભાઈ જઈ મુર્તિપુજન નહિં કરવું તેમ મુર્તિ દરીસણ પણ નહીં કરવાં એવું સિદ્ધ કરી રાખી પોતાનો અમુલ્ય મનુષ્ય જન્મ વ્યર્થ ગમાવેછે પણ વિચાર નથી કરતા કે મુર્તિ પુજન કરવું અવશ્યછે અને તે અનાદિકાળથીજ પ્રસારક છે. તે નહીં મુકી આપવું જોઇએ. જો મુકી આપીએ તો પરમેશ્વરના ગુન્હેગાર એમજ નીયમ વીરૂદ્ધ વર્ત્યા કહેવાઇએ એમ સર્વ મનુષ્યે જાણવું અગત્યનું છે.

ઉપરની બાબતના મુખ્યત્વ આધારે નવિન નાટક રચવા અમારો ઘણો હર્ષ હોવાથી આ નાટકરૂપ પુસ્તક મૂળ એજ ધોરણ ઉપર રચવામાં આવ્યું છે.

નામ પાડવાનું કારણ—મુગ્ધમત ખંડન એટલે મુર્ખાં યા ભોળા લોકોના વ્રથા મતનું ખંડન અર્થાત મુગ્ધમતથી વીદ્વાનોની પંક્તીમાં પરિણામે શું ફળ મળશે તેનો વિચાર.

વાંચનાર સાહેબોને વિનંતી કે આ નાટક રચવામાં અમારી ટુંકી પુનઃ કમ અકલ અને અજ્ઞાનતા, અવિદ્વતા તથા નાની ઉમર ઉપર ખ્યાલ રાખતાં કંઇપણ ભુલ ચુક યા હસ્તદોષ વ્યતીરીકતા માટે દરગુજર કરતાં ફક્ત ગુણ ગ્રહણ કરશો એમ આશા રાખીએ છીએ એજ વિનંતી.

| | |
|---|---|
| મુ. રાધનપુર<br>મીતી માગસીર વદી ૨<br>સંવત ૧૯૪૩ | રચનાર<br>કટુકમતી ગચ્છે શાહાજી વિનયચંદ<br>વ્રધ ધનજી તથા ઇચ્છારામ ભાઇચંદ,<br>ભોજક. |

# નાટકમાં આવેલાં પાત્રો.

સ્થળ મોહનપુરી નગરી.

## અંક ૧ લો.

૧ સુત્રધાર.....................એક નાટકાચાર્ય.
૨ વિદુષક.....................એક મશ્કરો.
૩ પરમાનંદ.....................એક ભક્ત આત્મધ્યાની.
૪ મંદમતી.....................એક બ્રાહ્મણ વૈશ્નવપંથી.
૫ મદોન્મતી.....................એક નાગર સુધારાપંથી.
૬ ચમરખાં.....................એક સીપાઈ મુસલમીન.
૭ કંચનપુ.....................ચમરખાંની ઓરત.
૮ જયદત.....................એક શ્રાવક જૈનધર્મિ.
૯ રત્નવતી.....................જયદતની સ્ત્રી.
૧૦ વુલ્યમ.....................એક ક્રૃશ્ચન પાદરી.

એ વીગેરે કેટલાક સદ્ગ્રહસ્થો તથા સભાજનોનો દેખાવ.



# અર્પણ પત્રિકા.



સર્વ ગુણસંપન પર્મદયાળ અત્યંત કૃપાવાન તિર્થરૂપ
**શાહાજીજી માહારાજ ધનજીજી રૂપચંદજીજી.**

અમારા ઉપર આપનો મુળથી અત્યંત ભાવ, પ્રીયપણું અને ઉદાર દીલ હોવાથી આપ સુનીતીવાન અને આપનું વિચક્ષણપણું જાણી આ એક સાધારણ રીતે અમારી બાળક્રીડા માફક બનાવેલ આ લઘુ ગ્રંથ આપની ક્ષમાદ્રષ્ટી જોઈ અતી નમૃતા અને વિનય સહીત આપને અર્પણ કરીએ છીએ; માટે આપ આ નાટકમાં અમારી કંઈ પણ ભુલચુક ઉપર ખ્યાલ ન રાખતાં સ્વીકારશો એમ સંપૂર્ણ આશા ધરાવીએ છીએ, એજ વિનંતી.

રચનાર.

હું આપનો હમેશનો તાબેદાર શીષ્ય

**વીનયચંદ ધ્રુવ ધનજીજી તથા**

**શેવક ઇચ્છારામ ભાઇચંદ ભોજક.**

મુ. રાધનપુર.

दोहरो.

लविंग मध्य पुनि पांन सिव, अरू जाय को अंत;
चंद ईद आद्यंत सो, बरन नांम कवि कहंत. १



# मुग्ध मत्त खंडन नाटक.

## अंक १ लो.

મોહનપુરી નગરી.

## પ્રવેશ ૧ લો.

સ્થળ નાટકશાળા.

An Amusement.

સુત્રધાર, વિદુષક, અને શ્રોતાજનો.

## મંગળાચરણ.

**શાર્દુલ વિક્રીડિત વૃત. તથા દોહરો.**

નિરંકાર વિપુલા ધરન, અજર અમર અવિનાશ;
જય જય અખિલ બ્રહ્માંડ પત, જય સુખનિલય પ્રકાશ. ૧

—

શ્રી શ્રી શ્રી અવિનાશ ઇષ્ટ નમિએ કુબુદ્ધિ સંહારણે,
પ્રારંભ્યો લઘુ ગ્રંથ આ સુજન સૌ ધર્માત્મને કારણે;
વાણી વાક્ય સુધારસાદિક ગુણાશાહીત્ય ગ્રંથોગ્યતા,
જે જે ઇષ્ટ મહીશ દેવ અમને આપો અતારોગ્યતા. ૧
ભૂ આકાશ ગ્રહો રવી દધિ સસી પ્હાડો મનુષ્યો મળી,
ઇત્યાદીક પદાર્થ સર્વ વિધનો માલીક છે તું વળી;
શકતી તુજ અથાગ દીર્ઘ વૃતિથી પ્હોચે ન ચીત્તોગ્યતા,
જે જે ઇષ્ટ મહીશ દેવ અમને આપો અતારોગ્યતા. ૨
છે કદમતિ ગચ્છ સ્વચ્છ ગણિને સ્થાને નિવાસંયતા,
કૃષ્ણ વલ્લભિકા પુરે નિવસતં જૈનંચ ધર્મ સદા;
મૂગ્ધ મત્ત સુનામ ગ્રંથ વિવિધં વર્ણય્ય સંયોગ્યતા,
જે જે ઇષ્ટ મહીશ દેવ અમને આપો અતારોગ્યતા. ૩

શત્રૂ મીત સમાન સર્વ જનને ચાહો સદા પ્રીતથી,
એવા હે જગનાથ ઇષ્ટ સુબુદ્ધિ આપો અતી હીતથી;
સ્વલ્પ મત્ત મિલાવિને યુગમથે કીધીજ મનોગ્યતા,
જે જે ઇષ્ટ મહીશ દેવ અમને આપો અતારોગ્યતા. ૪

સુત્રધાર—(મંગળાચર્ણ થઈ ગયા પછી) પ્રીય સજ્જનો ! આ અપૂર્વ રંગ ભુમિકાની અંદર આપ સુજ્ઞ પ્રીય આર્યસ્વદેશ બંધુઓને દેખીહું મારા ખરા અંતઃકરણથી બેહદ ખુશી થયોછું અને આ વખ્તે આ સ્થળે આપ કદરદાનોને તસ્દી આપવાનું ફક્ત એટલુંજ કારણ કે હું આ વખ્તે (મુગ્ધમતખંડન) એ નામનું નાટક ભજવી બતાવવાનો છું. જેની અંદર પ્રથમ અંકમાં એક વિદ્વાન જૈન મતિ સાથે એક વૈશ્નવી સાધુ તથા એક બ્રાહ્મણ અને એક મુસલમાન સીપાઈ, એઓએ આવી પોતપોતાના ધર્મ વાંશે વૃથા વાદ ચલાવી વીદ્વાન જૈનમતિને ગભરાવેછે. અને સૌ સૌની બુદ્ધિ અનુસારે ટુંક હકીકતથી ભાષણો કરતાં પરીણામે જૈનમતિ તે સઘળાને ગભરાવી નસાડી આપેછે વીગેરે કેટલોક રમુજી દેખાવ ભજવી બતાવવામાં આવશે.

બાદ બીજા અંકમાં પ્રથમ અંકમાં આવી ગએલા લોકોની સભા થાયછે તે જોવાને કેટલાક વિદ્વાન ગ્રહસ્થો આવી બેસેછે, તેથી પોતાની ઉન્નતી થવા માટે એક વીચીત્ર દેખાવનું સુધારામત વિષે એટલે ઇશ્વર સીવાએ કોઈ દેવી દેવને ન માનવાના સંબંધમાં મહોન્મતી નામનો નાગર તથા એક ક્રીશ્ચન ઉંચા સ્વરથી ભાષણો કરેછે તે સાંભળી સઘળાં મનુષ્યો સ્તબ્ધ બની જાયછે; પરંતુ જૈનમતી વીદ્વાન પુરૂષ એ નાગર તથા ક્રીશ્ચનના કરેલા ભાષણ વારૂ કેટલીક હકીકત બતાવી પોતાનો મત સ્થાપીત કરી આપે

૨૯૩૪

# મુગ્ધ મત્ત ખંડન નાટક

## સરસ્વતી પ્રવેશ.

સર્વપાત્રો— મંગળા ચરણ.

**વસંતતિલકા વૃત્ત.**

અષ્ટાતણી તુમધિયા જુગમાં પ્રકાશી,
શકતી સહાય કરજો નવ થાય હાંશી;
પૂત્રો પ્રતે તુમ મયા કરવાને આવ્યાં,
જે જે જગત્ર જનુની જુગમાં સુહાવ્યાં. ૧
રંભા થકી બહુ વિધે તનમાં પ્રકાસો,
દૈવી દયાળ મુખમાં કરશોજ વાસો;
જીહવાગ્રમાં અમિતને ધરવાને લાવ્યાં,
જે જે જગત્ર જનુની જુગમાં સુહાવ્યાં. ૨

—<>—

**દૈવીસ્તુતિ.**

કૃપા કરો ભગવાન પ્રભુજી કૃપા કરો ભગવાન. એ દેશી.
છો તુમે દિનદયાળ જનુની છો તુમે દિનદયાળ;
વિઘ્ન હરો તતકાળ, જનુની છો તુમે૦ એ ટેક.
કુંજ વિષે છે ઉત્પતી જેની તાસસુતા તુમે બાળ, જનુની૦૧
અગમ અગોચર તુજ ગતીન્યારી કાળહરણ મહા કાળ, જનુની૦૨
ભક્ત ઉધારણ જગસુખ કારણ કાપો મોહની જાળ, જનુની૦૩
નાટ્યારંભ્યો વિવિધ પ્રકારે બ્રહ્મરુદ્રાદિક તાળ, જનુની૦૪
સુખ સદનમાં વાસ તુમારો કષ્ટ કર્યાં વિશરાળ, જનુની૦૫
દેવિ દયાળી છો બ્રહ્માણી ધરૂં નૈવેદનો થાળ, જનુની૦૬
ઇન્દુ પ્રભાથી વક્ર અનુપમ કુંજર ગતિ વીશાળ, જનુની૦૭
હંસ વાહની ચતુર ભુજાળી ફિકરપર કુરણાળ, જનુની૦૮

પુસ્તક પુષ્પાદિક જે આયુધ ગ્રહ્યાં તુમોએ કૃપાળ, જનુની૦૯
વદન વિલોકી માજી તહારૂં કષ્ટનો પોચ્યો કાળ, જનુની૦૧૦
સ્વલ્પ મતિથી ગ્રંથ બનાવ્યો પાત્ર કરો વાચાળ, જનુની૦૧૧
હંસારૂઢ થઇને આવ્યાં શોહે અથાગ મરાળ. જનુની૦૧૨
આદ્યશકિત તને વિશ્વે વખાણી અમર રહી ચીરકાળ, જનુની૦૧૩
પાત્રો સર્વે અરજ કરેછે શુભગુણે શોભીત બાળ, જનુની૦૧૪
પ્રથમ પ્રવેશે માત પધાર્યાં જે જે જગત દયાળ, જનુની૦૧૫

સર્વપાત્રો—(મંગળાચરણ થઇ રહ્યા પછી) હે! જગત્ર જનુની આ અપૂર્વ ભુમીકાને વિષે આપનું આગમન જાણી અમો અત્યંત કૃતાર્થ થયા છીએ તેમજ અમારૂં ભાગ્યોદય વૃદ્ધી પામ્યું ભાસેછે માટે આપ આ અમારા નાટ્ય પ્રત્યે વિઘ્ન નીવારણ કરી પુનઃ સર્વ પાત્રોને સભ્યતા પૂર્વક અચળ સુખ બક્ષી ગમન કરશો એમ વિનંતી છે.

દેવી—હે! આર્ય પુત્રો, આ તમારી નાટ્યભૂમીનું સ્થાન વિલોકી હું અત્યંત કૃપાવન થઇ કહુંછું કે તમારી જીહવાગ્રમાં માહારો નિવાસ થશે તથાસ્તુ. (એટલું કહી દેવિ ગમનૂ કરેછે પશ્ચાત પડદો પડેછે)



છે તેથી સર્વ લોકો ઘણા ખુશ થઈ સાબાશીની તાળીયો પાડેછે.સભામાં દાખલ થએલા લોકો ગમન કરેછે. એ વીગેરે બનાવ ભજવી બતાવવામાં આવશે.

માટે સર્વ સાહેબોએ શાન્ત મનથી આદ્યંત સુધી જોઈ હમારી કંઇપણ થતી ખામી વિષે અમને માફી આપશો એમ આશા છે.

વીદુષક—(એકદમ આવીને) ચુપઃ ચુપઃ ચુપઃ

સુત્રધાર—અરે ચુપઃ કેમ ભાઈ?

વિદુષક—બોલવાના નેમ (નીયમ) ભાઈ.

સુત્ર૦—નેમ છે ત્યારે બોલેછે કેમ?

વિદુ૦—કેમ તારૂં માથું ફોડવાને એમ.

સુત્ર૦—અહ્યા પ્રથમ આ અમારી અપૂર્વ ભુમીકાને વિષે આવાગમન કરી અપશુકન કરવા એ સારૂં નથી.

વિદુ૦—જુઓ ગુંણના ભાઈ દોષ, ઉલટો હું અહીં આવ્યો ત્યારેજ સર્વ લોકોનાં મનરંજન થયાં અને થશે મારા ગયાબાદ તમે અહીં ફોકટ બકવા કર્યાં કરશો તે કોઇને પસંદ આવવાનું નથી, તો મારા આવ્યાથી અપશુકન થયા એમ હું જાણતો નથી.

સુત્ર૦—તું જાણતો નથી ત્યારે તારો બાપ જાણેછે? મેજીશ એક રછકડ તો ગોડોબડાં દસ ખાઈ જઇશ.

વિદુ૦—વાહ! વાહ! દસ શું પચાસ ખાઈ જાઊં જો કોઇ બડાં ખવાડતો હોયતો. અને તું મારો બાપ જાણે એમ કહે છે તે ઠીક પણ મારો બાપ જાણતા હોય તો શું જોઇએ. મારા બાપને ગુજરી ગએ આજ સાડીઓગણબાર હજાર વરસ થયાં જો કદી જીવતા હતે તો આંખ્યો ઉઘાડીને જોતા કે મારો પુત્ર ચીરંજીવી કેવો હુંશીયાર, ચાલાક, બાહોશ, કાબેલ, વીદવાન અને તિવ્રબુધીવાન

વીચક્ષણ છે. તેથી આજ કેટલી સાબાશી મળતી. સા-
બાશ છે આ મુછાળા કુકડલાલ ભાઇસાહેબને.

સુત્ર૦—અરે મંદ! પોતપોતાને હાથે સાબાશી કરીએ એમાં શું વળ્યું જ્યારે કોઈ આવીને વખાણ કરે ત્યારે સાબાશી કહેવાય. માટે તુંતો મંદમતિ છે.

વિદુ૦—અરે મર્કટ મંદ કેમ કહેછે? હું મંદ તો તુ નંદ, સીધે સીધું નહીં બોલિ તો હમણાં કરીસ ફંદ. ઠીક જવાબ મળ્યો ખરા?

સુત્ર૦—અરે આવી રીતે વધારે ચાગલાવેડા કરેછે એ હું દુરસ્ત ધારતો નથી અને મર્કટ કહેછે તેતો વાંદરો કહેવાય માટે વિચાર કરીને બોલજે નહીં તો ઇજત ગુમાવીને જાઇશ.

વિદુ૦—વાહ યાર ઠીક સંભાર્યું. અમારે આશરે દસ પંદર ભકડા ઇજત ભેળી કરી રાખેલી હતી, પણ ભુખે મરતાં મારા વડીલોએ આપણા ગામના કોકુળશા શેઠને ઘેર ચાર ગાજરમાં ગીરવી મુકેલછે માટે આજ જઇને છોડાવી આવું.

સુત્ર૦—ત્યારે તો તમારે ઘેર સર્વે ગાજરથીજ પેટ ભરી દીવસો નિર્ગમન કરતા હશો કેમ?

વિદુ૦—અરે યાર અમેતો બાઇએ પણ તારી મરજી હોય તો તને પણ એક લાવી આપું.

સુત્ર૦—ચુપઃ કર! હવે આવું બેઅદબી ભાષણ બંધ કર! અમારો અમુલ્ય વખત રોકે છે. ગાજરનો ગર્ભિત અર્થ શું થાયછે તે તુ જાણેછે?

વિદુ૦—હું તો બધુંએ જાણુંછું કેમકે હું બાર વર્સ લગી રામચંદ્રની પેઠે વનવાસમાં રાશભ નામના જાનવરોની સેવના કરવા સમાગમમાં રહેલો છું તેથી સર્વ કળા સંપાદન

કરીછે. પણ હું ધારૂંછું કે તુ બરાબર વાકેફ નહિ હોય. કહેવત છે કે 'કાગડો હંસની ગતિમાં શું જાણે,' માટે તું જઇને જીવલી ગાંડીને પુછીઆવ કેમકે તે જાણેછે.

સુત્ર૦—અલ્યા ડાંડ ડાંડાઈ કરવા માંડી કે શું?

વિદુ૦—મેં ડાંડ તો તું ભાંડ. ઓર નયા ઘઘરા પેનાકે કરૂં એરી રાંડ. કેમ હવે બોલશો!

સુત્ર૦—અલ્યા હવે નહીં બોલું બાપજી પણ તું મુસલમાની લવજ ક્યાંથી સીખી આવ્યોછે? અને તે ક્યાં ક્યારે શીખ્યો?

વિદુ૦—યાર એતો મારા દોસ્તો મુસલમાન હતા તેમના સમાગમથી શીખ્યોછું તે પંદરોતરા કાળમાં હૈદ્રાબાદમાં સીખ્યો હતો. માટે તારે પણ સીખવું હોય તો અત્યારેજ તને સીખવી પુરો કરી નાખું.

સુત્ર૦—મુરખ મારે પુરો તો થાવું નથી પણ તારા દોસ્તો કોણ હતા તેમનાં નામ તો કહે?

વિદુ૦—કહું પણ તું સમજી નહીં શકે કેમકે મારા દોસ્તોનાં નામ ઘણાં અઘરાં છે બેર! મીત્રછે તો કહુંછું સાંભળ? નુરખાં, જમાલખાં, લકડખાં, ફકડખાં, છકડખાં, મકડખાં, અકડખાં, ચકડખાં, અટુમીયાં, ચટુમીઆં, ખટુમીઆં, લટુમીઆં, બટુમીઆં, ઘટુમીઆં, રટુમીઆં, મટુમીઆં, મદનબેગ, કદનબેગ, પદનબેગ, સગનબેગ એવા મીત્ર તો ઘણાજ છે; પરંતુ ઘણાકનાં વીકટ નામ છે માટે તું સમજી શકે તો કહું.

સુત્ર૦—ના ભાઈ ના, હવે બીજાં તારી પાસે છો રહ્યાં.

વિદુ૦—બેટમજી બીજાં છોજ રહ્યાં? તને કેમ માલુમ પડી? અરે! બીજાં તો હજી હજાર મીત્રનાં નામ છે.

સુત્ર૦—ભાઈ ભલે તારી પાસે રહ્યાં. મારે જરૂર નથી.

વિદુ૦—ભાઈ હવે કાંઇક થાક્યા દેખાયછે.

સુત્ર૦—અરે થાકીશું તે કેમ! તારા જેવા તો કંઇક લેટુ આવી ગયાછે.

વિદુ૦—હું લેટું તુ ધેટું ખુસી ચાહે તો કરૂં મારૂં બેટું. પણ બેટું એટલે નાનું છોકરૂં માટે તને તો બેટું નહીં કહેતાં બેટો કહેવા પડશે.

સુત્ર૦—બસ કર! વધારે વધારે ન બોલ,હુંતો થાકયો.

વિદુ૦—થાકયો ત્યારે આ બેઠો હેઠો. (બેસેછે)

સુત્ર૦—બધી વાતો જવા દે પણ હું પુછું તેનો જવાબ આપ! તારૂં નામ શું? અને તુ કયાં રહેછે? તુ કયાંથી અહીં કેમ આવ્યોછે તે કહે?

વિદુ૦—મારાં ત્રણ નામ છે એક લપકુ અને બીજું ગલપડું, ત્રીજુ પગે પડું એ ત્રણે નામ દ્વીઅર્થિ છે માટે અર્થ તો તું સીખી જાય વાસ્તે નહી કહું અને હું દુનીઆમાં એક હજાર માળની ઇમારતમાં રહુંછે તે સામા રસ્તા ઉપરથી અહિં લોકોની વાસનાએ સુંઘતો સુંઘતો આવ્યોછું.

સુત્ર૦—અલ્યા! સુંઘતો તો શ્વાન આવે પણ તું તો કોઈ રંગીલો અને પક્કો મશ્કરો જણાયછે. માટે તું મને જરૂર મદદ આપીશ એમ મને સંભવ રહેછે.

વિદુ૦—અલ્યા તું શાની મદદ માગેછે?

સુત્ર૦—મારે જોઇએ તે.

વિદુ૦—તારે શી મદદ જોઇએ છે?

સુત્ર૦—પહેલાં કહી ગયોછું તેજતો.

વિદુ૦—તું નામ નથી દેતો પણ હું સમજ્યોછું કે તારે ઘસણી કરવા મદદ જોઇએ છે ઘસણી કરવામાં જોઇશે તેટલી મદદ આપીશ-ચાલ મારી સંગાથે પેલા રામગલોના નામના ટેકરા ઉપર ત્યાં તને ઘસણી કરતાં સીખવું (એમ કહી તેને ગસાડેછે)

સુત્ર૦—અલ્યા કાંઈ પીધુંછે કે શું ?

વિદુ૦—વળી એમાં તે શું પુછતો હોઇશ તારે બેઠાં હમણાંજ પાણી પીધુંછે તે ભુલી ગયો ?

સુત્ર૦—અલ્યા તુંતો કોઈ આડો જણાયછે.

વિદુ૦—હું આડો, તું પાડો, આંખ ફોડીને કરૂં બાડો (એમ કહિ આંખમાં આંગળી ઘાલવા જાયછે)

સુત્ર—(ખશેડીને) ખસ ખસ !

વિદુ—ક્યાંછે ખસખસ તેતો ગાંધીને ત્યાંજ મળે પણ તારી પાસે હોય તો દુધીઓ બનાવીને પી જાઇએ. આ ઉષ્ણ રૂતુમાં ગુણ આપશે.

સુત્ર૦—ભાઈ ખસખસનો અર્થ એછે કે મને વળગીશ નહિં એમ થાય છે.

વિદુ૦—હું ક્યાં ભુતછું. પીસાચ હોય તે વળગે, હુંતો ઇનસાનછું.

સુત્ર૦—અલ્યા ઇનસાન તે શું ? અને તે કે ભાષાનો શબ્દછે?

વિદુ૦—ઇનસાન એટલે જેને સાંન નહિં તે તારા જેવો હેવાન અને તે ફારશી ભાષાનો શબ્દ છે.

સુત્ર૦—અલ્યા તું વળી ફારસી ભણ્યોછે કે શું ?

વિદુ૦—મારા વડાઉઆના વડાઉએ હજારો થોથાં ભેળાં કરી ફાડી નાખ્યાં હતાં તે બધાને ઘોઇને પી ગયોછું તે કેમ ના આવડે !

સુત્ર૦—ભાઈ હવેતો નાટક શરૂ કરવાનો ટાઇમ થઈ ચુક્યોછે માટે મદદ આપતો હોયતો બેશ !

વિદુ૦—આજ મુગ્ધમત નામનું નાટક ભજવી બતાવવામાં મદદ આપીશતો તું મને શું આપીશ ?

સુત્ર૦—મદદ આપીશ તો નાટક થઈ રહ્યા બાદ તું જે માગીશ તે આપીશ. માટે ચાલો હવે વીદ્વાન જનોની કચેરીમાં જઇએ (એમ કહી બંને જાય છે)

(ડ્રોપસીન)

# પ્રવેશ ૨ જો.

સ્થળ એક બગીચામાં ભરાએલ સભા.

**જયદત તથા પરમાનંદ અને વિદુષક વિગેરે કેટલાએક સદગ્રહસ્થોનો જમાવ.**

જયદત—(પરમાનંદને સામો આવતો જોઇને) પધારીએ ભકતજી ઠીક વેલા પધાર્યા. હું મારા દીલમાં વિચાર કરતો હતો કે આજ બાર ઉપર પંદર મીનિટ થઈ અને સર્વે સભાસદો આવી બીરાજમાન થઈ રહ્યા છે પણ ભકતજી કેમ ન આવ્યા।

પરમાનંદ—(સફાઇથી) જીહાં! આજ મેરેકું એકાદશીકા ઉપવાસ થા ઓર કુચ્છ ફરાળ બરાળ કરનાથા સો કરકે સીધાઈ ઇધર ચલા આયા.

જયદત—તારે તમે શેનું ફરાળ કરીને આવ્યાછો! અને ઉપવાસ કરી ખાવાનુંતો શાસ્ત્રમાં કહ્યું નથી. માટે તમે શાસ્ત્ર વિરૂધ વર્તોછો.

વિદુ૦—અરે ભકતજીએતો મોટો ઉપવાસ કર્યોછે. પાંચશેર સીભડાં, શેર ટોપરૂં, બશેર ખજુર અને ચાર શેર રાજગરાનો શીરો. એટલુંતો ગળચીને આવ્યાછે અને કહે છેકે, એકાદશીકા ઉપવાસ હે, શું અસત્ય ભાષણ કરે છે. અને વળી વેસ કેવો રાખ્યોછે જાણે મોટા સાક્ષાત અબધુત પણ તમેતો મને ઠગભકત માલુમ પડોછો.

પર૦—(ક્રોધ ચડ્યાથી) અરે સુઠાર હમ કેસે ઠગ ભકત હે સુંન હમારે શાસ્ત્રમે ક્યા કહાહે!

રાગ પ્રભાતી પદ.

જો ઉપવાસ કરી અજાતો નહિં લીએ અસન પાનજ કરે તે તરાશે, તેમ કરશે સદા જન્મ જાતાં લગે તેહનો વાસ

વૈકુંઠ થાશે; એતને ચેતતુ મુઢ પરતાપમાં ભક્તિ કરવાથકી
રૂડું થાશે. ૧

સુનએ સુસર ક્યા કહા ! હમતો હમારે શાસ્ત્ર મુજબ તુ-
ળસીકા પત્રકેપર રહે એસા ક્યાલ કરતે હે.

જયપ૦—(વીદુષકને) હવે એવાં ગપ ચલાવવાં બંધ કરી દ-
સ્તુર મુજબ શાસ્ત્રાધારે પ્રશ્ન કરવા જોઇએ.

પર૦—જીહાં! એસાજ ચહીએ.

વિદુ૦—(પરમાનંદને) ત્યારે તમે તો સર્વ શાસ્ત્રનો અભ્યાસ
કર્યા હશે?

પર૦—હાં. મેહેને તમામ શાસ્ત્ર અવલોકન કીએહે ઓર
તમામસે વાકાફ હું લેકીન અભીતક બીદ્યાભ્યાસ જારીહે.

વિદુ૦—ત્યારે તમારામાં વિદ્યાર્થિનાં લક્ષણ પણ બરાબર
હોવાં જોઇએ.

પર૦—હમેરેમે વિદ્યાર્થિકે પાંચ લચ્છન હે.શાસ્ત્રમે કહા હે કે.

श्लोक.

कागचेष्टाबगंध्यानं स्वानर्निद्रास्तथैवच ॥
अल्पहारीविषयत्यागी विद्यार्थिपंचलक्षणं॥१॥

એ સબ લચ્છન હમેરી દેહીમે અખંડ ભરે હુવેહે.

જયપ૦—ત્યારે ભક્તજી તમારી દ્રષ્ટી તો કાગડાની મીસાલે
ચપળ માલુમ તો પડેછે.

પર૦—જી હાં! આપ સત્ય બચન કહેતે હો.

વિદુ૦—અરે? ભક્તજીમાં કાગડાનાં લક્ષણ. એતો દુષ્ટ સ-
મજવા અને પાપી સમજવા. કેમકે શાસ્ત્રમાં કહ્યુંછે કે-
पंखीनंकागचंडालं, તો એ પ્રમાણે ચંડાળ સમજવા
જોઇએ અને એ ચંડાળ શબ્દનો શો અર્થ થાયછે તે
ભક્તજી જાણેછે માટે બંધ રાખુછું.

પર૦—અરે ચંડાળ હમ તેરેસે બાત કરનેકું નહીં મંગતા તુમ યહાંસે સુરકજા. (જયદતને) જયદતજી હમ તુમેરેસે બાત કરનેકું મંગતા હું.

જયપ૦—ભક્તજી આપની અરવા ચાહે તે પ્રશ્ન કરો. હું આપના સન્મુખ એજ કામ માટે આવી બેઠેલોછું.

પર૦—હમ એ પુછતા હું કે શ્નાન કરનેસે કેતા ધર્મ હોતા હે સો હમકું બતલાઓ?

જયપ૦—અલબત હું ધારૂંછું કે સ્નાન કરવામાં કંઇપણ ધર્મ નથી અને સ્નાન કરવાને ધર્મ માનવો એ વાત તદન અજ્ઞાનપણાની છે.

પર૦—અચ્છા તુંમ સ્નાન કરનેકું કીસ તરેસે ધર્મ નહી માનતે હો? વોહ તુંમેરી ઉન્મતાઈ હે. હમારે ધર્મમે પ્રથમ સ્નાન કરના અવશ્ય કહા હે. ઓર હમારે તમામ પુરાનોમે સ્નાન કરનેકા બડા ધર્મ બતાયા હે વોહ સત્ય હે લેકીન અન્ય જલસે સ્નાન કરનેકા તો ધર્મ હેજ પરંતુ ગંગા મઇયાકે જલસે સ્નાન કરનેસે બોહોત દીનકે પાપ પ્રલય હો જાતેહે. ઓર મુક્તિનીવાસ હોતા હે.

જયપ૦—ભક્તજી આ ભાષણ કરવું તમારૂં સમસ્ત બ્રતીરીક્તછે કેમકે હમારા જૈનમતમાં તેમ કોઇપણ સ્થાનાકે સ્નાન કરવાથી ધર્મ થાય તેમ નથી. અલબત ધર્મ તો નહિં પણ દેહિનું સ્વચ્છતાપણું અને દેહિ શુદ્ધ રાખવાનું પરિણામ છે. પણ એમ કર્યાથી જો પાપનું નિવારણ થતુ હતે તો હજારો દળીદ્રિ ભક્ત લોકો ગંગામાં સ્નાન કરી રખડતા રખડતા મર્ણ પામ્યા, તો તેમની ગતીનો ત્યાગ આવી તેમનાં સઘળાં પાપનો ક્ષય થતો અને વૈકુંઠ મળતો તો તે પણ થતું નથી; વળી સ્નાન કરવું એ એક સોળ શૃંગાર માંહેલો પ્રથમ શૃંગાર છે,

માટે ભક્તે તો શ્રૃંગાર તજેલા છે, માટે તમને તો નાહાવું પણ કહ્યું નથી. ખેર તે વાત જુદી છે પણ સ્નાન કરવાથી ધર્મ થાય તે માનવું દુરસ્ત નથી; પરંતુ સ્નાન કરવાથી ધર્મ થયા વિષે તમારા અથવા બીજા કોઇના શાસ્ત્રમાં આધાર હોય તો બતાવવો જોઇએ.

પરં૦—(કંઈ ન બોલતાં નીચું જોઈ રહેછે)

વિદુ૦—(જયદત્તને) અરે મહેરબાન ભક્તજી તો મુર્છાગત થઈ ગયાછે માટે એમને જરા ઝાડો નાખો એટલે જીવ આવે; વળી એમને આપે નવિન ખુરસી ઉપર શું જોઇને બેસાર્યા હશે પ્રથમથીજ પોતાનું પોત પ્રકાસેલુંછે કે મારામાં કાગડાનું લક્ષણ છે. શાસ્ત્રમાં કહ્યુંછે કે—

## श्लोक.

उर्धस्यऊलस्थानेपी काकःतिष्टतीतिष्टती ॥
निचस्थानेपीहंसस्य हंसयुक्तिनलभ्यती ॥१॥

ભાવાર્થ—જેમ કે કોઈ કાગ પક્ષી બહુ ઉંચા અને સ્વચ્છ સ્થાનિકે જઈ બેસે અને રાજહંસ છે તે નીચા સ્થાને જઈ બેઠોછે તોપણ તે કાગ હંસની ગતિ અને તેની યુક્તી અને દરજ્જે પોહોચી શકતો નથી. તેમ ભક્તજી ઘણીજ સારી ખુરસી હતી તેના ઉપર જઇને ચડી બેઠા પણ આખર સ્તબ્ધ બની ગયા માટે એ જુજ બાબતમાં એક સાધારણ પ્રશ્નથીજ ચુપચુપ થઈ ગયા તો હું ધારૂછું કે એમનાથી આ વિદ્વાન સભાની અંદર મોહો ઉઘાડી નહિ શકાય.

પરં૦—જયદત્તજી, મૈં રજા મંગતા હું હમારી દેવ સેવાકા બખત હુવાહે. (એમ કહિ ઉભો થાયછે)

વિદુ૦—અરે ભક્તજી ડરશોમાં કોઈ પકડી નહિ રાખે. આમ

પ્રથમથીજ ગાંડ લખુકીઆં કેમ લેછે! જયહરી નારાયન રામ. રામ.

જય૦ – (ભક્તજીને) ભલે પધારો આવજો.

વિદુ૦ – જાઓ આવજો સારૂં ભાળોતો જેસીકૃશ બાવાજી.

(ભક્તજી જાયછે બાદ સર્વ સભા વીસર્જન થાયછે; જયદત તથા વિદુષક બીજા દીવસે સભા કરવા વિચાર રાખી પોતાને મુકામે જાયછે અને પરમાનંદ શીવની પુજા કરવા જાયછે.

(ડ્રાપસીન)

---

# પ્રવેશ ૩ જો.

સ્થળ શીવાલય.

A temple.

પરમાનંદ—(એકલો સ્વગત) અહો! નારાયન તેરી કેસી ગહનગતિ હે. મેં સભામે જયદતકે સાથ વાદ કરનેકી બડી ઉમેદ ધારન કરકે ગયાથા લેકીન વિદુષક ઓર જયદતજીને મેરેકું તદન ભ્રષ્ટ કીયા. ખેર! આજ કુછ બોલ નહીં સકા પરંતુ કલ સભા મીલને વાલી હે વહાં જાકે બેઠુંગા ઓર જો કભી વિદુષક મેરેકું છેડેગા તો ઉસી બખ્ત મેરા પાંઉકી પાઉડી નીકાલકે વિદુષકકે સીરમે પ્રહાર કરકે ચલા આઉંગા. ચલો અભી શીવકી પુજા કરનેકા બખ્ત હે ઉસ બાસ્તે ઇંહાં ખેદ કરના અચ્છા નહીં, પુજા કર લઉ. (પુજા કરતાં પ્રગટપણે સ્તુતિ કરેછે.)

**હોરી રાગ કાફી.**

ઇશ્વર શું મુજ ધ્યાન ધર્યોરી, ધર્યોરી ઇશ્વર શું. ટેક.
ધર્યો ધ્યાન તુંહીં આપ નીરંજન મન મધુકર શું કર્યોરી,

મુંકી માન મૃજાદ હઠાવી ચૈતન સુમતા વર્યારી;
પ્રભુ મુજ કાજ સર્યારી, ઇશ્વર શું. ૧
તુંહીં અગોચર મુજ મન બસીયો સ્નેહ સુધાએ ભર્યારી,
કિંકરનો મન ચહું દીસ ફસીયો સ્થાન કોએ ન ઠર્યારી;
ઠર્યા તુમ આગે પર્યારી, ઇશ્વર શું. ૨
બાંહી ગ્રહી કર મુક્ત નર્કથી જે જમ જીવ હર્યારી,
નિર્લોભી નીર્પાપી ઇશ્વર મુજ મન હેજ ભર્યારી;
પ્રભુ મન ઇચ્છા વર્યારી, ઇશ્વર શું. ૩

(સ્તુતી કરી રહ્યાબાદ ત્યાંથી ચાલી નીકળી પોતાના આસનપર જાયછે).

---

# પ્રવેશ ૪ થો.

સ્થળ જયદત સેઠનું શયનગૃહ.

જયદત અને રત્નવતિ પછીથી વિદુષક.

**જયદત**—(પલંગમાં સુઈ રહ્યાપછી) કેમ પ્યારી કંઈ બોલતી નથી નિંદ્રાવસ્થ થઈ કે શું? આમ તદન અત્યારમાંજ શું બેભાન થઈ ગઈ છે!

**રત્નવતિ**—પ્રાણનાથ! આજ મને જરા વધારે નિંદ્રા આવે છે વળી ઇગ્યાર બજવાનો ટાઇમ થવા આવ્યોછે માટે મને આ વક્ત ન બોલાવશો (ઘડીઆળમાં અગ્યાર વાગેછે) જુઓ વાગ્યા ખરા!

**જય૦**—તે ઠીક! પણ આજ હું બપોરે બગીચામાં સભામાં ગયો હતો ત્યાં એક ભક્ત સાથે વાદ કરતાં મારૂં તો માથું પણ દુઃખવા આવી ગયું અને શરીરે પણ જરા સુસ્તી માલુમ પડેછે. માટે તું મારા પગ જરાવાર ચાંપ! તું આમ નિર્દય કેમ બની ગઈ છે?

રભા૦—આ વખ્તે મને સરીરે ભાન નથી, માટે ના કહુછું કે મને નિંદ્રા લેવાદ્યો!

જયા૦—પણ પ્રાણપ્યારી! તું આવી એકાએક નિર્દય ન થઈ જા! માહારી સ્ત્રી આમ બોલે એ મને ઘણીજ દીલગીરી છે કેમકે હું એક વિદ્વાનની પંક્તિમાં ગણાઉં અને તેના સ્ત્રીના મુખમાંથી આવાં કુવાક્ય નીકળે એ અજયબી છે. પણ એમાં તારો દોષ નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે—

श्लोक.

अनृतंसाहसंमाया मुखत्वंमतिलोभता: ॥
अशूचत्वंनिर्दयत्वं स्त्रिणंदोशास्वभावजा ॥१॥

અર્થ—જુઠું બોલવું, વગર વિચાર્યું કરવું, માયા કપટથી વર્તવું, મુર્ખપણું, લોભી, અસુચિપણું, અને નિર્દયપણું, એ દોષણ સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે હોયછે. માટે તું બોલે એમાં કંઈ આશ્ચર્ય નથી.

રભા૦—સ્વામીનાથ! આપ મને ગમે તેવી કહેશો પણ હું આ વખ્તે કંઈ બોલવાની નથી, પણ કપટી તો પુરૂષ કહેવાયછે.

દોહરો.

બોળી જાતે ભામિની, અબળા તેહ કહાય;
કપટી નિર્મોહી કહ્યા, પુરૂષો સબળ સહાય. ૧

જયા૦—ગમે તેમ હો! પણ હું આ વખ્તે તને બોલાવ્યાવીના રહેવાનો નથી (એમ કહી ઉરોજને હસ્તાસ્પર્શ કરેછે)

રભા૦—હવે છેલ્લી વખ્તે કહુંછું કે તમે મને ન વતાવશો. જો હવે વધારે ગડબડ કરશો તો હું આપનું માન નહી રાખતાં ટુંકારાની સાથે બોલાવીશ (એવું અન્યોઅન્ય

ભાષણ કરતાં એકાએક વિદુષક તેઓના મકાનનાં ક-માડ ઠોકેછે, અને કહેછે કે 'પંડીત શાસ્ત્ર ભણેલ પુ-રાણી મોટી સભામાં મનાય, માન તજી મુરખીના મોઢા-ના તેજ ટુંકારા ખાય. ભાઇઓ જેની ભારજા ભુંડીરે તેને પીડા અંતર ઊંડી' (જરાવાર રહીને) મહેરબાન સાહેબ! અત્યારે બાર ઉપર એક બજવાનો ટાઇમ થઈ ચુક્યો પણ મારાં ભાભી સાહેબને નિંદ્રા લેવા વખ્ત નથી આવ્યો કે? એ! એ! એ! જાગો છો કે! લહરકીઆં લ્યોછો?

જય૦—અરે! કાળ મુખા અત્યારે ક્યાંથી અને કેમ આવ્યો છે? સાંભળી ગયો કે શું?

વિદુ૦—અરે મહેરબાન સાહેબ ક્યાંઈ હું નહિ કહું પણ મા-રાં ભાભીસાહેબ સપુત નીકલ્યાં અને તમારા ઉપર આજ ખુબ પ્યાર વાપર્યો તેતો રયાસત તમામે સાંભલ્યું હશે પણ ગભરાશો નહીં કાલે પરમેશ્વર સારો દાહાડો દેખાડશે પણ જોજો સાવચેતીથી સુઈ રહેજો, મારાં ભાભીસાહેબ ટંડાબાજી ન કરે.

જય૦—અરે! મુર્ખા હવે જાતો રહે નહીં તો અત્યારે પો-લીસ કોન્સ્ટેબલો રોન (ચોકી) ફરતા આવશે તો પ-કડી જશે.

વિદુ૦—અરે પ્રથમથીજ નાસું તો સીપાઇઓ ચોર જાણી વહેલો પકડી જાય માટે હુંતો ધીરે ધીરે સંતાતો સંતાતો જતો રહીશ.

જય૦—મુરખા! જો સંતાયો અને ડર્યો તો નકી ચોર ઠરીશ.

વિદુ૦—ત્યારે આ ચાલ્યો વહેલાં ઉઠજો.

જય૦—ઠીક, આવજો (વીદુષકના ગયાબાદ જરાવાર પછી સ્ત્રી ભરથાર કંઇપણ વાતચીત ન કરતાં એકાએક નિં-દ્રાવશ્ય થઇ જાયછે)

( ડ્રોપસીન )

# પ્રવેશ ૫ મો.

## સ્થળ મોહન બીજારનો એક ચોક.

### જયદત, મંદમતિ અને વિદુષક વીગેરે કેટલાએક સદ્‌ગૃહસ્થોનો થએલ જમાવ.

વિદુષક—(ઊંચા સ્વરેથી) હું ! સર્વ સભાસદોને દેખી ઘણો-જ ખુસી થયોછું પણ વધારે ખુસીની વાત એ છે કે ગયા કાલરોજ જે સભા બગીચામાં ભરાએલ હતી તેમાં આવેલ ભક્ત તદન બેહોસ બણી જઈ આપણા ખરા અને શુધ્યમતાનુસાર ધર્મક્રીઆનાં જે માહીત અને સર્વ વિધ શાસ્ત્રાભ્યાસી વીદ્વાન જયદત સેઠની સામે કાંઈપણ પ્રશ્નોતર ચલાવવાને અસામર્થ થઈ જઈ નાશી ગયો તે જોઈ હું ખુસીના આવેસમાં એકાએક ભરાઈ જઈ આફરીને ઢમઢોલ થઈ રહ્યોછું તે આફરો આજ આ વખ્તે બીરાજેલ મંદમતી માહારાજ શાસ્ત્રબુદ્ધિ બ-ળથી થોડો ઘણો ઉતારે એમ સંભવ રહેછે.

મંદમતિ—(સ્વગત અભીમાનથી પ્રગટ) અરે! વિદુષક તું ફીકર નહી રાખીશ. હું તારા જયદતનું અને તારૂં એ વિગેરે સર્વનું અભિમાન દુર કરી નાંખવાને સામર્થછું અને તેટલાજ કારણ માટે આ સાધારણ સભા છતાં પણ ત્વરાથી આવી શઠમતીઓનો ગર્વ દુર કરવા ટમ-ટમી રહ્યોછું. તે તારે અવશ્ય જાણવું.

વિદુ૰—માહારાજ! એમ પોતાને હાથે બડાઈ કરીએ એ શોભે નહીં. વળી જુવો કે રાવણ જેવા સુરવીર યોદ્ધાએ પોતાના સુભટ સહીત પ્રાણત્યાગ કરી પોતાની પ્રીય પત્નિ મંદોદરી અને લંકાનગ્રીથી અળગો થયો, કંસરા-જાએ આખર કેટલું દુઃખ વેઠી મર્ણને ગ્રહણ કર્યું, જ-

રાસંઘ અને દુરજોધન વિગેરે કેટલાએક મહા ભડ શૂરા પોતાના અહંમદથી કષ્ટ સહન કરી આખરે મહાવિક્રાળ કાળરૂપી યોદ્ધાના ગ્રાસ થઈ રહ્યા. તો તમેતો એક સુક્ષમપ્રાણી, વળી બીક્ષુ એટલે મનુષ્યની પંક્તીમાં પણ નહિ જેવા; અલ્પજીવ કૈ ગણતરી છો? તો તમારાં આવાં મદાંધ વાકયો સાંભળી ઇશ્વર તમારા ઉપર પ્રસંન થઈ તુરતજ મૃત્યુરૂપી વૈમાન તમારા માટે મોકલી આપવા નહીં ભુલે એમ હું નક્કી ધારૂંછું. વળી કહ્યુંછે કે-

દોહરો.

કરે બડાઈ આપકી, રહે ન શોભા મુખ;
કામનિ કુચ ગ્રહે આપશું, રતિ ન પાવે સુખ. ૧

મંદ૦—ઠીક! ત્યારે હીંમત હોય તો તમને પણ એક બે જુજ પ્રશ્ન તમારા લાયક પુછું.

વિદુ૦—પુછોતો ખરા શું પુછોછો?

મંદ૦—પાખંડી એટલે શું?

વિદુ૦—પાખંડી એટલે તું.

મંદ૦—મને શા આધારથી પાખંડી કહ્યો તે બતાવવું જોઇએ નહિતો તું પાખંડી છે.

વિદુ૦—હું પાખંડી તને સાબીત કરી આપું પણ પ્રથમ હું પુછું તેનો જવાબ આપો!

મંદ૦—પુછો ત્યારે.

વિદુ૦—તમે ભગવાનને ઓળખોછો?

મંદ૦—ના, ભગવાન અદ્રશ્ય છે માટે તે દેખાવીના કેમ ઓળખાય!

વિદુ—ત્યારે તમે કોઈ રીતે પરમેશ્વરને ઓળખતા નથી ત્યારે તમે કીઆ ભગવાનના ભકત છો?

મંદ૦—અમે તો બ્રાહ્મણ, એટલે બ્રહ્મ છીએ અને અમે

ભક્ત નહી પણ સંસારી છીએ અને અમારા દેવ શંકર છે. હવે પાખંડી કેમ થયા તે બતાવો.

વિદુ૦—તમે વૈશ્નવી મતનાં તમામ વેદપુરાણો વિગેરે શાસ્ત્ર માન્ય કરોછો?

મંદ૦—હા માનીએ છીએ.

વિદુ૦—ઠીક ત્યારે જુવો કે વિશ્નુપુરાણ તથા પારાસરસમ્તીમાં કહ્યું છે કે જે બ્રાહ્મણ ભગવાનનો ભક્ત નથી અને ભકતી વગર બીજા ધર્મ કરી સહીત છે તોપણ તેને પાખંડી જાણવો. આવી રીતે તમે પાખંડી છો એમ સિદ્ધ થાયછે.

મંદ૦—(સ્વગત ક્રોધ ચડ્યાથી પ્રગટ) નહીં નહીં તું પાખંડી છે. અમે તો સાક્ષાત બ્રહ્મ છીએ અને તમે જૈનમતિ અમારા દેવ શંકર, કૃશ્ન, રામચંદ્ર વીગેરે અવતારોને ન માનતાં હરીનો આશરો કરતા નથી તેમને અમારા સ્કંધપુરાણ તથા પદ્મપુરાણમાં કળયુગના પાખંડીઓ કહ્યા છે.

વિદુ૦—એ બધી વાતો ગમે તેમ પણ તમે તો તમારી બુદનીજ કબુલીયતથી પાખંડી થયા તે વાત ભુલી ગયા? યાદ કરો.

મંદ૦—એમ હું માનવાનો નથી.

વિદુ૦—ત્યારે એમ કરો કે અમારા જૈનમતિ વિદ્વાન જયદત સાથે તમે પ્રશ્નોતર ચલાવો અને હારો તો તમે પાખંડી અને ન હારો તો હું પાખંડી.

મંદ૦—ત્યારે ઠીક (જયદતને) કરો પ્રશ્ન?

જય૦—યજ્ઞ કરવાથી અને યજ્ઞ કરતાં પશુનો હોમ કરવાથી શું ધર્મ થાયછે?

મંદ૦—ઘણુંજ ધર્મ થાયછે હમારા વેદપુરાણ વીગેરે શા-

સ્ત્રોમાં અવસ્ય કરીને તે પ્રમાણે કરવું કહ્યુંછે તે ન કરીએ તો હમારા શાસ્ત્રથી ઉલટા કરીએ.

જ૫૭—એ વાત તદન માનવા લાયક નથી કેમકે યજ્ઞ કરવું અને જાનવરને અગ્નીમાં નાખવું એને ધર્મ કહેવાયજ કેમ? એતો એક માહાદુષ્ટ કર્મ છે; વળી દેવ પણ યજ્ઞમાં હોમ કરવાને પશુની માગણી કરેછે તે દેવજ ન સમજવા, કેમકે જો દેવ એ પ્રમાણે માગતા હોય તો તે માણસ પાસે માગેજ કેમ! માણસમાં દેવથી વધારે શકતીછે એમ નથી. તો દેવ પોતાને હાથે શું નહિ કરી શકે? પણ ઉત્તમ દેવની આવી કલ્પના હોયજ નહીં.

મં૬૦—યજ્ઞમાં પશુઆદીકનો હોમ માત્ર શીવ, બ્રહ્મા, વિશ્નુ આદીક દેવોને માટેછે અને વળી તે પશુઓ યજ્ઞમાં હોમાયાથી ફરી સજીવન થાયછે અથવા સ્વર્ગની ગતી પામેછે એમ અમારાં ઘણાં શાસ્ત્રોમાં કહેલ છે.

જ૫૦—જે દેવોને માટે તમે હોમ કરોછો, તે દેવજ નથી; વળી જે પશુ પાવકમાં હોમાયું અને તેના ક્ષણભંગુર શરીરનો નાશ થઈ ભસ્મ થઈ તો પછી એ ભસ્મમાંથી તેજ વખ્તે ફરી તે પશુ સજીવન થાય અને ફરી પુદ્ગળ ધારણ કરે એ વાત સાક્ષાત અસત્ય છે. કેમકે જેણે દેહીનો ત્યાગ કરી આપ્યો પછી તે જીવ વિગ્રહગતી કરી પોતાની અનુપુર્વિનુસાર ગતી પામી અન્યદેહી ધારણ કરેછે. પરંતુ તેજ વખ્તે નાશ થએલ પુદ્ગળ ફરી ઉત્પન્ન થતું નથી; વળી પશુ, માણસ અને સઘળા જીવોને પરમેશ્વરે ચૈતન્ય શકતી અને જીવનું સરખાપણું આપેલું છે તો જેવી રીતે પશુ ફરી સજીવન થાય તેજ પ્રમાણે માણસ પણ સજીવન થવું જોઇએ. અને જો એમ માણસ સજીવન થાય તો પછી યજ્ઞ કરનાર વૈશ્ન-

વ લોકો તમામ મર્ણ પામી યજ્ઞપ્રભાવથી સજીવન અમર રહેતા. હવે આ પ્રમાણે યજ્ઞપ્રભાવથી કોઈપણ મનુષ્ય સજીવન રહ્યો હતે તો આ વખ્તે તમારી વાત માનવાને બસ આધાર થઈ પડત. વળી તમારા કહેવા મુજબ જો પશુઓને સ્વર્ગવાસ થતો હોય તો યજ્ઞ કરનારનેજ સ્વર્ગમાં જવા માટે પ્રથમ યજ્ઞમાં હોમાવું જોઇએ અને યજ્ઞ કરનારનીજ પ્રથમ સ્વર્ગ ગતિ થવી જોઇએ. તો તે શા માટે નથી કરતા?

મંદ૦—દેવતા પશુનોજ હોમ માગેછે માટે,

જય૦—પશુ એટલે શું?

મંદ૦—મનુષ્ય શિવાય ચાર પગવાળાં જાનવરો માત્ર પશુ સમજવાં.

જય૦—ઠીક! ત્યારે તમારા દેવ તમામ પશુઓનો ભોગ બલીદાન કેમ નથી માગતા? શું! દેવને ડર લાગેછે? શાસ્ત્રમાં કહ્યું છે કે—

### श्लोक.

**वाघ्रोनैवंगजोनैवं सिंहोनैवचनैवचः ॥**
**अजापुत्रंबलंघ्यात् देवोदुर्बलघातकः ॥१॥**

ભાવાર્થ—વાઘ પણ નહિ, હસ્તી પણ નહીં, તેમ સિંહ તો નહીંજ નહી, પણ અજાપુત્ર જે બોકડો જેનામાં કંઇપણ બળ નહીં અર્થાત દેવપણ દુર્બળનો ઘાત કરેછે અને મોટા પશુનો બળી ભોગ માનતા નથી તે કેવી વાતછે? શું! દેવમાં વાઘ વિગેરે જાનવરોને મારવાની શકિત નથી? પણ તે દેવજ નથી એટલે શું કરી શકે? કેમકે તે સીદ્ધપણું પામ્યા નથી. વળી તમારા વૈશ્નવ ધર્મમાં દુર્ગાદાસના વ્યાકરણની ટીકામાં કહ્યું છે કે (स्वयंमासिद्धं कथंप-

रानसाधयति:) અર્થાત જો પોતે સીદ્ધ નહીં તો બીજાને શું સિદ્ધ કરશે! માટે તમારૂં બોલવું તદન અસત્ય છે.

**મંદ૦**—(શરમથી) એમ હશે ત્યારે.

**વિદુ૦**—(એકદમ ઉભા થઇને મંદમતિને)

દોહરો.

બડસાઈ માતી નથી, જાણે મોટો મીર;
સભા બરાબર બોલવું, રૂદેમાં રાખી ધીર. ૧

**મંદ૦**—(જાતને) બીજા પ્રશ્ન ચલાવો.

**વિદુ૦**—આટલાથીજ હાંફી ગયા ને વધારે ઉંચા શા માટે ચડોછો વધારે ચડશો તો પસ્તાવીના નહીં રેહો.

દોહરો.

અપની પહુચ બીચાર કે, કરતબ કરીએ દોર;
તે તે પાંઉ પસારીએ, જેતી લંબી સોર. ૧

માટે આ તમારી સૌભાગ્ય બુદ્ધિનો વધારે ફેલાવ ન કરો.

**મંદ**—(ક્રોધમાં) જા જા લુચ્ચા! તું શું જાણે?

**વિદુ૦**—અરે! દુષ્ટ હું કેમ ન જાણું! જો કે—

દોહરો.

મુર્ખ વિચારી બોલ તું, કીમ તું ફાટી જાય:
ભાતજ આવ્યા પે'લથી, દાળ કેમ ખાઈ જાય. ૧

માટે આજની સભા બરખાસ્ત થયા પછી લડવું હોય તો તઇઆર થજે?

**જય૦**—(મંદમતિને) એ વાત જવા દ્યો સાંભળો કે કૃષ્નને ભગવાન સમજી ભજોછો કે નહીં?

**મંદ૦**—હા, કૃષ્ન એતો સાક્ષાત ભગવાન છે. અને સદા બ્રહ્મચારી છે એમ માની અમે ભજીએ છીએ.

**જય૦**—તે માનવું તદન અજ્ઞાનપણાનું છે. કેમકે કૃષ્ન તો એક દશાવતાર માંહેલો એક અવતાર છે અને ગોપીઓના વાંસે કામક્રીડા કરનાર છે તો તેનામાં કામા-

ાનીનો આતાપ રહેલો છે અને જ્યાંસુધી (ભગ) યોની ત્યાગ કર્યા નથી ત્યાંસુધી ભગવંત એ શબ્દનું ધારક થવું એ ઘણું મુસ્કેલ છે માટે કૃષ્નને ભગવાન સમજવા એ વાત અકલથી દુરછે પણ અલબત તમારા ગીતાજીના પંદરમા અધ્યાયમાં ૧૮મા શ્લોકમાં કહ્યું છે કે—

## श्लोक.

यस्मानक्षरमतीतोह मक्षरादपिचोतमः
अतोस्मीलोकेदेवेच पृथीतःपूरशोतमः १

ભાવાર્થ—કૃષ્ણ અર્જુન પ્રતે કહ્યુંછે કે ક્ષર કહેતાં નાશવાન તે થકી પર અને અક્ષર બ્રહ્મથી ઉત્તમ જેને શાસ્ત્ર વેદ વિષે પ્રસીધ પુરૂષોતમ કહેછે તેજ હુંછું. માટે તે ભગવાન નહીં પણ પુરૂષોતમ એટલે પુરૂષમાં ઉત્તમ પુરૂષ સમજવા એ વ્યાજબી છે.

મંદ૦—ત્યારે રામચંદ્રને ભગવાન સમજવા કે નહી?

જયપ૦—રામચંદ્ર પણ ભગવાન નહીં. કેમકે રામ એ એક સુર્યવંશી ક્ષત્રીરાજા થઈ ગયા તેમણે કેક જીવોનો સંહાર કરી નાખ્યો વળી રાવણનો જાન લીધો. રાવણની બેન સુરપંખાની નાસીકા તથા શ્રવણ છેદન કરાવી નાખ્યું વીગેરે કેટલાંક નઠારાં કર્મ કીધાંછે તો તેપણ ભગવાંન નથી એમ સમજવું જોઇએ.

મંદ૦—આ વાત તદન જુઠીછે તે હું માનવાનો નથી. સાચી હોયતો હમારા શાસ્ત્રનો આધાર બતાવવો જોઇએ.

વિદુ૦—શાસ્ત્ર શાસ્ત્ર શું કરે છે શાસ્ત્રને કેટલા હાથ પગ કે માથાં હોયછે તે કહી સકશો?

મંદ૦—હું તારી સાથે નકામી જીકર કરતો નથી.

જયપ૦—રામચંદ્ર વીશે મારી કેટલી હકીકતનો ખુલાસો જોવા

હોયતો વાલ્મીકી રામાયણના અરણ્ય કાંન્ડના પચવીશ-
મા સર્ગમાં જોવાથી ખાત્રી થશે.

મંદ૦—હમારો વૈશ્નવ ધર્મ અનાદીકાળનોછે તે પ્રૌઢ સંપ્રદા-
યને અનુસરીને વર્તનારા લોકો ઘણાજ છે માટે કેટલાક
વ્રધ માણસોને મેં પુછી જોયુંછે તેમના મતથી રામચંદ્ર
ભગવાન છે એમ સાબીત થાય છે.

જય૦-કોઈ અન્ય ગમે તેમ કહે તેમાં શું સિદ્ધ થયું?

વિદુ૦—(મંદમતીને) તમને બીજું કંઈ ન આવડે તો હું પુછું
તેનો જવાબ આપ?

મંદ૦—તું શું પુછે છે?

વિદુ૦—તું જાતે કુંણ છે?

મંદ૦—હું બ્રાહ્મણ છું.

વિદુ૦—બ્રાહ્મણ એટલે શું?

મંદ૦—બ્રહ્મને જાંણે તે બ્રાહ્મણ.

વિદુ૦—તું બ્રહ્મને જાંણે છે?

મંદ૦—હા. જાણુંછું.

વિદુ૦—બ્રહ્મ એટલે શું?

મંદ૦—બ્રહ્મ એટલે પરમેશ્વર. અથવા ભગવાન.

વિદુ૦—ત્યારે તું હમણાં પ્રથમ કહેતો હતો કે હું ભગવાનને
ઓળખતો નથી. અને ભગવાન અદ્રશ્ય છે માટે સ્વ-
રૂપ પણ જાણતો નથી.

મંદ૦—પણ એથી શું સીદ્ધ થયું?

વિદુ૦—સીદ્ધ એ થયું કે બ્રાહ્મણનો છોકરો જન્મે ત્યારે શુદ્ર,
જનોઈ પેરે ત્યારે દ્વીજ, વેદ ભણે ત્યારે વીપ્ર અને ભ-
ગવાનના સ્વરૂપને જાણે ત્યારે બ્રાહ્મણ કહેવાય;માટે તમે
બ્રાહ્મણ નથી એમ તમારા કહેવાથીજ સીદ્ધ થાય છે.

મંદ૦—(કાંઈ ન સુજવાથી ક્રોધાધીન થઇને) બસ હવે જ-

મવા વખત થયો છે માટે હુંતો જાઉંશ મારે વાદ કરવો નથી અમે છો હાર્યા ! અમારા બ્રાહ્મણ ભાઈને કંઈ નહી.

વિદુ૦—(મંદમતિને) કેમ હાર્યા કે ! આપણી પ્રથમની શરત મુજબ પાખંડી થયાછો. બ્રાહ્મણની પંકતીમાં પણ નથી તે યાદ રાખજો ભુલશો નહીં.

મંદ—(કંઈપણ ન સાંભળતાં ચાલી નીકળેછે)

વિદુ૦—(જયદતને) સાહેબ ! મારાજતો ચંપત થઈ ગયા માટે સભા બરખાસ્ત કરવી જોઇએ. (એમ કેતાં સર્વ સભા બરખાસ્ત થાયછે)

(ડ્રાપસીન)



# પ્રવેશ ૬ ઠો.

સ્થળ એક જૈનશાળા.

**ચમરખાં, વિદુષક વિગેરે જૈનમતિ ગ્રહસ્થો અને પાછળથી જયદત.**

વિદુ૦—(સર્વ સભાસદોને) અરે મહેરબાનો ! આ વખ્તે ગઈ કાલે ભરાએલ સભામાં જે મંદમતિ નામનો બ્રાહ્મણ તદન ભ્રષ્ટ થઈને પોતાનું મોહો છુપાવી ચાલી નીકળ્યો અને આપણા વિદ્વાન જયદતની સામે બોલવાને તાકાત ધરાવી ન શક્યો જેથી હું ઘણોજ ખુસહું પણ આ વખ્તે ચમરખાં મીઆં જૈનમતી વીદ્વાનોની કચેરીમાં વાદ ચલાવવાને આવ્યા હોય એમ મને વિચાર ઉત્પન્ન થાયછે પણ તે દેખ્યામાં તો ઘણાજ હુંશીઆર અને વળી વાંકી પાઘડી ચડાવીને ચહેરો બીજો દુરસ્ત કરી કમર પણ કસીને આવ્યા દેખાયછે. માટે તે આ વખ્તે પોતાની ફતેહ કરી ચાલ્યા જાય એવા તેમનો દે-

આવ માલુમ પડેછે પણ હવે તો જયદ્દેવ આવે તો ઘ- ણુંજ સારૂં કેમકે ટાઈમ થઈ ચુક્યોછે (એટલામાં જયદત ગાડીમાં બેસી એકદમ આવી પોહોચેછે તેથી સર્વ સ- ભાજનોનાં રોમાન્ચિત પ્રતીફુલીત થાયછે)

વિદુ૦—(ચમરખાંને) કેમ! મીઆં સાહેબ! આપનું નામ શું છે તે બતાવશો?

**ચમરખાં**—મેરા નામ ખુદાતાલાને દીઆ ચમરખાં હે.

**વિદુ૦**—ત્યારે ચમરખાં તો ઓરતોને રેંટીઆ (ચરખા)ના કામમાં ઘણાંજ ખપ લાગતાં હશે ખરૂં?

**ચમ૦**—અરે બેવકુફ એસા કયા બોલતાહે મેરા નામ અલ્લાહુ તાલાને ચમરખાં દીઆહે ઇસ્મે ઓરતકા કયા જરૂરહે!

**વિદુ૦**—અરે મહેરબાન! ચમરખાં તો મોચી બણાવેછે તે ચમરખાંનું નામ અલ્લાએ આપ્યું હશે?

**ચમ૦**—નહી! નહી! અલ્લા કયા દેવે ઓ ચમરખે તો ચંબ- ડેકે બનાતેહે.

વિદુ૦—ત્યારે તમારામાં કયાં ચાંબડું નથી?

**ચમ૦**—અબે દેખાની યું ઊંધા કયા બોલતાહે સીધા બોલ.

**વિદુ૦**—ત્યારે હું સાધું બોલીશ તો પછી તમે ઊંધુ બોલશો?

**ચમ૦**—અબે કાફીર! અબ જાદે બોલેગા તો એ તલવાર (દેખાડીને) લગાકે દો ટુકડે કર દઊંગા.

વિદુ૦—કાફીર તો હું નથી પણ મુસલમાનો હોયછે.

**દોહરો.**

કાફીર કેસે કીજીએ, કાફીર નાંહી મોય;
મુસલમીન કાફીરહે, તેરે સરીખે હોય. ૧

**ચમ૦**—(રીસ ચડ્યાથી) મેરે અગાડી તું મત ખડા રહે મે તેરેસે મગજમારી નહી કરતા (જયદતને) મે તુંમેરેકું પુછતા હું.

જ્ય૦—જો આપકી અરવા ચાહે સો પુછો?

ચમ૦—(વીમાસીને) જો કુચ્છ હોતાહે સો અલ્લાહુતાલ્લાકે હુકમસે હોતાહે ઓર કીસીકા કીઆ કુચ્છ હોતા નહીં હે.

જ્ય૦—જો! એસે હોવે તો અલ્લાહુતાલાને પેદા કીએ હુવે ઇમામે હસન ઓર હુસન કાફીરોકે હાથસે કેસે મારે ગએ એતો ખુદાકે પ્યારે બંદેથે તીનકું બચાનેકે વાસ્તે ખુદા નાકૌવત થા? તો વે કયું મારે ગએ! ઇસવાસ્તે જો હોતાહે સો તકદીરસે હોતાહે.

ચમ૦—અલ્લાહુતાલાને ઇમામોકા દીલ દેખનેકે વાસ્તે આજાબ દીયાથા.

જ્ય૦—આજાબ દીએ સીવાય તીનોકા દીલકી બાત ખુદા નહીં જાનતાથા? જો કહોગે નહી જાનતાથા તો ખુદામે ખુદાપના કયા રેહ્યા! ખુદાતો સબ જાનતા હે એસા તુ- મારે કુરાને શરીફમે કહાહે એસે હોનેસે ઇમામોકું માર- નેકી ધાનત કાફીરોને કરી વોહ ખુદા જાનકેભી કેસે ચુપ રહા?

ચમ૦—(ચાલતી વાત પડી મુકીને) હમારે અલ્લાહુતાલાને એસા ફરમાન કીયાહે કે જો કીસીકું ઇજા દેતાહે ઉસકું મારના લાયક હે.

જ્ય૦—કબુ માબાપ છોકરેકું ઇજા દેતાહે, કબુ છોકરે મા- બાપકું ઇજા દેતાહે. કબુ નોકર ખાવંદકું ઇજા દેતાહે. યા કબુ ખાવંદ નોકરકું ઇજા દેતાહે. ઓર ઇમામોકું જબ કાફીરો ઇજા દી તબ તીનોકું કાયકે વાસ્તે ઇમામોને મારે નહી?

ચમ૦—જબ માંસકે આહાર કરને વાલે જો છોટે છોટે જીવ હે ઉનકું મારકે માંસ ખાના હમારે ખુદાને ફરમાયા હે. ઓર ઇસ્મે કુચ્છ ગુન્હા નહિ હે.

જાo—તુમારે કેને મુજબ જીવકું મારના એસા ખુદાકા હુકમ હે એ બરાબર હે એસા તુંમ કહેતે હો તો વાઘ-સિંહ ઇત્યાદીક જીવ હે વોહ મનુષ્યકા આહાર કરનેકું આતા હે ઉસ્કું તુંમ ક્યું મારને જાતેહો? ઓર ડરકે ભાગ જાતે હો. જેસા તુમકું જીવ મારનેકા ખુદાને હુકમ દીયા એસા ઓ વાઘ વિગેરે જાનવરકું મનુષ્ય મારનેકા ખુદાને હુકમ દીયા હે છતાં તુમ ઉસ્કું કાયકુ મારતેહો? જો તુંમ વાઘ વીગેરે જાનવરોકું મારના કહોગે તો તુમકું બી મારને ચેઇગે ક્યુંકે ખુદાને સર્વ જીવકું એક સરખાજ હુકમ દીયા હે ઓર વાઘ વિગેરે જીવ ઘાતીકકું મારના યોગ્ય હે તો તુમ જીવ ઘાતિક હો ઇસવાસ્તે મારના અવશ્ય હે. એસા કબુલ કરના ચઇએગા કબુલ નહિ કરોગે તો ખુદાકે ગુન્હેગાર ઠરોગે ઇસવાસ્તે હમ તુમેરેસે કહેતેહે કે તુમકું માંસ ખાનેકી દુષ્ટ આદત પડી હે વોહ છોડદેના ચાહીએ.

વિદુo—(ચમરખાંને) આદત કેમ જાય! કહેવતછે કે 'ટાઢ જાય રૂવે ને આદત જાય મુવે'

ચમo—અબે તું ક્યા સમજે હમારે કુરાનકી બાતમે!

વિદુo—હુંતો બધું સમજુછું હું પુછુ તેનો જવાબ દેઇ શકશો? જયદતજી સાથે તો હીંમત ન ચાલી તે ભુલી ગયા?

ચમo—તું ક્યા પુછતાહે?

વિદુo—શાંભળો! તમે પાક કે નાપાક?

ચમo—હમ પાક હે ઓર હમકું ખુદાને પાક બનાએ હુવે હે કભી નાપાક હુવે તો તુમ હીન્દુ લોક કોઇભી ભંગીઆ કે નીચ લોકકું અડકે નાપાક હોતેહો તો હમ મુસલમીનોકુ અડકે પાક હોતેહો એસા ચાલ હે, એ સચ કે જુઠ?

વિદુ૦—જે મુર્ખ લોકો હોય તે મુસલમીનોને અડકે, મુસલમીન તો નાપાકજ છે.

ચમ૦—કયા આધારસે નાપાક બનાતે હો.?

વિદુ૦—(જયદતને. સાહેબ! આધાર આપે બતાવવો જોઇએ.)

જય૦—પેશાબ (મુતર) પાક કે નાપાક?

ચમ૦—નાપાક.

જય૦—તમે તેને અડકો કે નહિ?

ચમ૦—નહિ.

જય૦—ત્યારે જીવ માત્ર પેશાબના બુંદની પેદાયસ છે, તે પેદાયસ માંહીથી ઉત્પન્ન થએલ જીવોને કેમ પાક માનવા? અને તમે તેના માંસનું ભક્ષણ કરોછો તે માંશ પણ નાપાક છે, એવું માનવું જોઇએ કેમકે પેશાબ (મુત્ર) નાપાક છે તો પેશાબની પેદાયસ પાક ક્યાંથી હોય? જો માંસને પાક ગણશો તો પેશાબ પણ પાક માનવું જોઇશે. જ્યારે પેશાબ અને માંસ એકસરખા નાપાકછે તો તે નાપાક માંસ ખાવાથી દોજકમાં ગયા વિના કેમ રહેશો? પણ યાદ રાખજો કે કયામતને દાહાડે જવાબ દેવો પડશે ત્યારે આંખ્યો ફાટીને પહોળા થશે. (ચમરખાંનો હાથ પકડીને) કેમ હવે તમે પાક કે નાપાક? (ચમરખાં કંઇ ન બોલતાં નીચું જોઇ રહેછે તેથી વિદુષક બોલીઉઠેછે)

વિદુ૦— સવૈયો એકત્રીસો.

બોલીએતો ત્યારે જ્યારે સભામાં બોલી શકાય;
અમથુ ન બોલી તોલ પોતાનું કરાવીએ.
ગાઇએતો જ્યારે રાગ તાળ સ્વર ભેદ લઇ;
અમથી આરડ કરી લોક ન હસાવીએ.

લડીએતો ત્યારે જ્યારે બળ ને મદત હોય;
અમથુ રણમાં જઈ માથુ ન કપાવીએ.
તેમ શાસ્ત્ર ન્યાય પંડીતાઈને સચાઈ બળ;
હોયતો કરીએ વાદ ફોગટ ન ધાવીએ. ૧

(એમ કહેતાં ચમરખાં ઉઠી ચાલવા માંડેછે) અરે મીઆં સાહેબ ! ચંચળ થઈને પ્રથમ આવી બેઠા હતા અને આમ નાસવું શામાટે પડેછે? કોઈ પકડી નહી રાખે (ચમરખાં કાંઈ ન સાંભળતાં ચાલી નીકળેછે)

જય૦—(ચમરખાંના ગયા બાદ વિદુષકને) મીયાં તો રવાને થયા માટે સભા બરખાસ્ત થવી જોઈએ. (એમ કહેતાં સર્વ સભાસદો પોતપોતાને મુકામે જાયછે)

(ડ્રોપસીન)



## પ્રવેશ ૭ મો.

સ્થળ ચમરખાં મીઆંનું મકાન.

ચમરખાં અને બીબી કચનકુ.

ચમ૦—કયું પ્યારી મકાન બંદ કરકે બાહાર બેઠી હે ! કયા કોઈ યારકી રાહા દેખતી હે કે કયા !

કચનકુ૦—અબે પીટણીપડા તું દપેરકા ગયાથા તો મગરેબ હોગઈ ઈતની દેર કાં લગાઈ; તેરી દાદી બાદી કોઈ મીલીથી !

ચમ૦—અબે રાંડ મુરગીકી જરા સમાલકે બોલ અબી મારડાલતાહું તેરા બાવાકા જુઠા નામ કયા લેતીહે?

કચ૦—મેરા બાવા તો મરગયા હે તુ મેરા બાવા કાંસે હોયગા, બોલતે બી જરા શરમા તો ખરા !

ચમ૦—જબ મરદ તો અરવા ચાહે યું બોલે મગર તું એસા

બોલી જદ મેરેકું ગુસ્સા ક્યું ન ચડી તું ક્યા મેરા દી-લકી બાત જાને, કહાહૈ કે.-

બેત.

સનમ તું મેરા હાલ ક્યા જાને;
મે કોસ ફીકરમે હું વોહ મેરા ખુદા જાને. ૧

કચ૦—જબ તુમેરે દીલમે ક્યા ફીકર હે મીજે સુનાઓ?

ચમ૦—જબ ક્યા કરૂં! તેરા પ્યાર મીજે યાદ આતાહૈ જબ મીજે ગમગીની હોજાતી હૈ.

કચ૦—ખાવિંદ! મૈં આપકી ઓરત હું તો મીજે જો આપકી ફીકર હોવે વોહ કેની ચહીએ.

ચમ૦—પ્યારી મૈંતો તેરેકું દેખકે તદન દીવાના હોગયા હું.

બેત.

જબ તક મૈં જીતાહું તબ તલબગાર હું તેરા;
તું બેચબી ડાલે તો ખરીદાર હું તેરા. ૧

કચ૦—ખાવિંદ સચ કેતેહો લેકીન અબ રોટી તૈયાર હૈ, તો ખાણા ખાકે પીછે બાતાં કરીંગે.

ચમ૦—જબ ચલો પ્યારી! (બંને જઈ જમવા બેસે છે)

કચ૦—ક્યું ખાવિંદ આજ ક્યા અફસોસી માલુમ પડતીહૈ!

ચમ૦—(જમતાં જમતાં) યા ખુદા! યા નબી! મે ક્યા કરૂં વો હરામખોર કાફીરોને મેરેકું કેસા હરાકે નાલાસ કર દીયા ઓર મેરેકું અલ્લાહુ તાલાકા ગુન્હેગાર ઠેરાયા (નીસાસો નાંખી) હાય!! હાય!! મેરેકું તદન નાપાક બનાયા લેકીન મેં ક્યા કરૂં ઉસી બખ્ત મેરેકું કુચ્છ રસ્તા પાયા નહી મેને હમારે કુરાનકા તો બોહોત પઢના કીઆથા ઓર બોહોત મોલવી લોકોંકી દોસ્તીયાંકી પરંતુ મેરેકુ કુચ્છ સહી હુવા નહિ ઇસકે લીએ મેં સબામે બોલ નહિ શકા. ખેર! જો હુવા સો ખરા.

કચ૦—ખાવિંદ! કયું બોલતે નહિ ક્યા બાચાર કરતેહો?

ચમ૦—કુચ્છ બીચાર નહિ કરતાહું (અન્યોન્ય વાતો કરતાં જમી રહ્યા બાદ રાત્રી પડવાથી સુઇ રહેછે)

કચ૦—(સુઈ રહ્યા પછી) ખાવિંદ ક્યા નિંદ આઈ ?

ચમ૦—નહીં પ્યારી જાગતાહું અબ ઇસ્કબાજી ચઇએ;

કચ૦—ખાવિંદ મેરે આપસે કુચ્છ જુદાઈ નહિ (હાસ્યવિલાસમાં ખુસી થઈ પાંન બીડાં અન્યોન્ય આપી પલંગ ઉપર બેઠાં એક ગાયન ગાયછે અને ચમરખાં સાંભળે છે )

ગઝલ.

ટકરાકે સરકો જાન ન દઊં મેંતો ક્યા કરૂં એ રાહ.

ઇંદ્રસભાનો ભૈરવી.

સુન મેરા તું યાર હે ઓર અબતો ક્યા કહું,
ઇસ્કબાજી મેરે મુખસે કરની કયા ચહુ;
લે પાંન બીડી ખાજા તુંતો મુખડા કરલે લાલ,
ઇસ્કબાજી એલું તુંમસે દેખો મેરા ખ્યાલ. ૧
તુંમ દીદાર દેખકે મેં દીવાની હોગઈ,
ઇસ્કબાજી એલા તુંમતો બાત ખસ થઈ;
બહોત જાતી રાત અબતો નિંદ આર્તાહે,
(એમ કેતાં ચમરખાં બેઠો થઈ પાછલું પદ પોતે કહેછે)
સુન હમારી પ્યારી તુંતો ક્યા અબ કેર્તાહે. ૨

ચમ૦—અબ કયું પ્યારી ઇશ્ક !

કચ૦—જબમે કાં ઇનકાર કરતીહું સુનોકે.—

શીખરણી છંદ.

પતી મેરા પ્યારા તુંમસે અવરકુ ક્યા કરૂં,
નહિ જાનો ન્યારા અબ રૂપ અપના ક્યા કરૂં;
ખુદાકી નીગાસે પતી એસા મીલ ગયા,
ઈહાં કયા જુદાઈ મુજને તુમસે દીલ દીયા. ૧

ચમ૦—પ્યારી! એ બાત સચ હે લેકીન મેહેબી કુચ્છ જુદાઈ સમજતા નહિહું (વીગેરે હાસ્ય વીલાસ્ય યુકત ભાષણો કરી કાંમાગ્ન ઇંદ્રીઓ તૃપ્ત કરેછે બાદ જરા વાર પછી નિંદ્રાવસ્ય થઈ જાયછે)



પ્રથમંક સમાપ્ત.

# मुग्धमत खंडन नाटक.

## અંક ૨ જો.

સ્થળ—મોહનપુરી નગરી.



પાત્ર.

૧ વિદુષક....................મશ્કરો.
૨ જયદત.................... શ્રાવક.
૩ મંદમતી....................બ્રાહ્મણ.
૪ પરમાનંદ .................... ભક્ત (સાધુ.)
૫ મદોન્મતિ....................નાગર.
૬ ચમરખાં ....................મુસલમીન સીપાઈ.
૭ વુડ્પમ.................... ક્રીશ્ચન-પાદરી.
૮ રત્નવતી....................જયદતની સ્ત્રી.

વીગેરે કેટલાક સભાજનોનો દેખાવ.



# પ્રવેશ ૧ લો.

સ્થળ જયદત્તનું મકાન.

જયદત્ત, રત્નવતિ અને પછીથી વિદુષક.

જયદત્ત—પ્યારી હું સભામાં જાઊંછું તું અહિં મકાને રહેજે, ક્યાંઈ જઈશ નહિ હો?

રત્નવતી—(બે હાથ જોડીને) સ્વામીનાથ! હું ક્યાંઈ જવાની નથી આપ મનથી નિશ્ચીંત રહેજો.

જય૦—એ વાત ખરીછે પણ મને તારા પિંડનો વિશ્વાસ રહેતો નથી કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે—

श्लोक.

नदीनांचनखीनांच शृंगीणंशस्त्रपाणीनं ॥
विश्वासोनैवकर्तव्यं स्त्रीपुराजकुलेशुचः ॥१॥

અર્થ—નદીનો, નખવાળા જાનવરનો, શીંગડાંવાળા જાનવરનો, શસ્ત્રગ્રહેલ મનુષ્યનો, સ્ત્રીનો, રાજાનો; એટલાંનો વિશ્વાસ કરવો નહિ જોઇએ.

રત્ન૦—વિશ્વાસ નથી આવતો પણ અમે બીજાને તો નહિ જઇએ?

જય૦—અરે! જાવાનું હું કયાં કહુંછું (સ્વગત) જો ઊંધું સમજીછે ખરૂં! માટે હવે સમજાવું (પ્રગટ) અરે મુરખી ઊંધું શા માટે સમજેછે? મેંતો કહ્યું કે આપણું ઘર ખુલ્લું મુકી કંઈ બહાર જઇશ નહિ કેમકે ઘરમાંથી કોઈ સરસામાન ન લઈ જાય.

રત્ન૦—એ ખરૂં! પણ તમારા શ્લોકનો ભાવાર્થ જુદો છે.

જય૦—બેશ બેશ હવે ડાયલી! શ્લોકમાં તું શું સમજે?

રત્ન૦—પ્રાણનાથ! અરેરે!! તમને આટલા ઉપરથી ક્રોધ થયો પણ દયાળુ દીનનો ગુન્હો માફ કરવો. કેમકે હું તો

આપની અર્ધાંગના અને આપના સુખ દુઃખમાં અર્ધ ભાગની ગ્રાહક છું. વળી—

છંદ હરીગીત ચાલ.

દોષ છે અથાગ મૂજમાં રોશ લવ ના લાવતા,
દિન દિકરી દાસી તૂલ્યજ વાંક માફ કરી ધારતા;
વાત વાતની વાતમાં તો સહેજ દુઃખ ઉત્પન થયું,
હેત પ્રીતો સર્વ નાહીરે ઉલટ પલટ આ શું થયું. ૧
અરર ખરે ગુન્હો કર્યા મેં લાજ મુજને નવ રતી,
નીયમ તોડ્યો પતિ તણો મેં નહિ થાય મારી ગતી,
આજથી અવિનય કદી કરૂં નહીં પ્રીતમ શ..,
શોગન છે હું માનું તેના ફેર પડશે નવ રતિ. ૨

વિદુ૦—(એકાએક પ્રવેશ કરીને) મેહેરબાન સાહેબ ? કેમ અત્યારે શું થાયછે ?

જય૦—આવો વૈહાસીકજી કેમ ટાઇમ તો થયો હશે?

વિદુ૦—જી હાં ! આજ જરા મોડું થયુંછે બાર ઉપર પન્દ-રા મીનિટ થઈ ગઇછે માટે તૈયારી કરો. પણ આ.... સ્ત્રી અહીં એકલાં રહેશે તેમની પ્રતીજ તમને કેમ આવતી હશે ? મને તો સ્ત્રીઓના વીશ્વાસ ન આ...

રત્નવતી—(વિદુષકને) પીટ્યા તું તારી સ્ત્રીને ક્યાંઈ મુકીને નહીં જતો હોય સાથે લેઈ જતો હોઇશ.

વિદુ૦—ના હું તો સાથે લેઈ જાઉંછું. પણ સ્ત્રી જાત કેવી જોઇએ !

श्लोक.

साभार्यायाशुचीर्दक्षा साभार्यापतीव्रता ॥
साभार्यायापतिर्प्रांती साभार्यासतवादिनीः॥१॥

ભાવાર્થ—જે પવીત્ર કામ કરવાને સાધવી ચતુર તેમજ પોતે પતીવ્રતા હોય, પોતાના પતિની સાથે અખંડ પ્રીતી

જોડાએલી હોય, જુઠ ન બોલતાં સત્યને જે હમેશાં ચાહેછે તેનું નામ સ્ત્રી જાણવું. હવે આવી સ્ત્રીઓ તો ભાગ્યેજ મળે પણ હાલમાં ઘણી સ્ત્રીઓ કેવી હોયછે?

છપય.

નારી નીચ સ્વભાવ અજીત નવ જાએ હારી,
પર પુરૂષ શું મગ્ન, મરદને નાખે મારી;
વિંહણ ચીત મન મદન, રૂદન કરતી વણ વાંકે,
સાચી કોઈ ન દીઠ જુઠ અતિ આડે આંકે;
સીખામણ તેની સાંભળી મનમાં તુર્ત ન માંનીએ,
સામળ કહે કદી શાંણી ઘણી, પણ પ્રેમદા મતિ પાંનીએ. ૧

રજ૦—અલ્યા હું એવી છું?

વિદુ૦—તમે એ નહિં તો એની બેન.

રજ૦—(ક્રોધ ચડવાથી) બાળ મુઢું તારૂં! તું જા મારે ઘેરથી અહિ તારૂં કાંઈ કામ નથી.

વિદુ૦—ત્યારે આ ચાલ્યા (જયદતને) વેલા પધારજો!

જય૦—(વિદુષકના ગયા પછી) પ્યારી! હું જાઉંછું.

રજ૦—ભલે પધારો, વહેલા આવજો સ્વામી નાથ? (જયદત જાયછે).

( ડ્રોપસીન )

---

# પ્રવેશ ૨ જો.

સ્થળ એક બાગ અંદર વિદવાનોની સભા.

**જયદત, મદોન્મતી અને વિદુષક વિગેરે ઘણાક સભાજનોનો થએલ જમાવ.**

વિદુષક—મહેરબાનો! આજે સર્વ સભામાં બીરાજેલ સાહેબોને પ્રથમથી ચેતાવુંછું કે આ વખ્તે મદોન્મતી નામનો

નાગર આવી પોતાના સુધરેલ મત વીશે આપણા સત્યધર્મ વીરૂધ કાંઈક ભાષણ કરવાનો છે તે સાંભળી જો ફસાઈ ગયા તો પછી એક મોટા અફસોસીના દ્રહમાં પડવા જેવું થઈ પડશે માટે તમે એ ભાષણ એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખશો એમ મારી સુચના છે. (એટલામાં મદોન્મતિ પ્રવેશ કરેછે)

જય૰—પધારીયે મદોન્મતિ.

વિદુ૰—આઇએ મારા મહેરબાન.

મદોન્મતિ—આઇએ વિદુષકજી તમે હજી જીવોછો?

વિદુ૰—ના ના મહેરબાન! મરીને અવગતીઓ થયોછું તે તમને બોલાવાને માટે આવ્યોછું.

જય૰—(મદોન્મતિને) આજે આ સભાના સદગ્રહસ્થોને આપનું ભાષણ સાંભળવાની ઉત્કંઠા થઇછે માટે આપે બોલવું જોઇએ.

વિદુ૰—એવું ભાષણ કરવું કે શ્રોતાજન સર્વની છાતીઓ ફાટી દરવાજા થઈ જાય.

મદો૰—(ઊંચા સ્વરથી) આજ રોજ અત્યંત ખુશખબતીનો દીવસ ગણી આ સભામાં બીરાજેલ મહાન્ વિદ્વાનો અને શાન્ત મનવાળા સાહેબોને જોઈ મને બેહદ ખુસી પેદા થઈ છે માટે એક જુજ ભાષણ કરવા માગણી કરૂંછું.

પ્રથમ એટલોજ વિચાર અવશ્ય કરવાનો છે કે આપણે કોણ, ક્યાંથી આવ્યા અને કયાં જઇશું; એ વિષે જોવા જઇએ તો બારીક દ્રષ્ટીએ એમ માલુમ પડેછે કે, આપણે અગ્નિ, જળ, આકાશ, વાયુ અને તેજ, એ પંચ તત્વનું પુતળું છીએ અને એનો બનાવનાર અતી ज्ञानोमय બળવાળો ઇશ્વર છે, જેની અનંત શકતીવડે ભૂ, આકાશ, સસી, રવિ, ગ્રહો, નક્ષત્રો, સ્ત્રીપુરૂષ, શમુદ્રો, નદીઓ, પાહાડો

વિગેરે અનેક તરેહનાં પ્રાણીઓ અને વસ્તુઓ બનાવીછે. જ્યારે શ્રષ્ટાની મરજી હોય ત્યારે પંચ તત્વનું પુતળું વીખેરી નાખેછે ત્યારે તે તત્વોના ભાગ તેઓની અસલ સ્થીતિમાં મળી જાયછે. આ પ્રમાણે આ પુતળું વિખેરાઈ જવાનું મુખ્ય કારણ એ છે કે આપણે ઇશ્વરી નીયમ વિરૂધ ચાલીએ છીએ તેથી આપણી સ્થીતિ પાયમાલ થઈ જાયછે.

ઇશ્વરે પોતાની અનંત શકતીવડે જે જે વસ્તુઓ બનાવેલ છે તેમાં મનુષ્ય એ સર્વોતમછે અને તેમને શ્રષ્ટાનું ગ્નાન સમજી શકવાને ઇશ્વરે મનુષ્યોમાં અકલરૂપી બી વાવ્યું છે પણ આ બીને ગ્નાનરૂપી ઉદકનું યથાસ્થિત સિંચન નહીં થવાથી તે બીની નાસ્તી થઈ જાયછે, કેમકે; **मुलंनास्तीकुतःशाखा** અર્થાત મુળની નાસ્તી તો શાખા ક્યાંથી હોય? તેવી રીતે આ દુનીઆના કેટલાક મનુષ્યો કપટી કુગુરૂઓની શોબતથી અગ્નાનરૂપી અંધારામાં અથડાઈ ફાંફાં મારે છે. સબબ તેઓને ઇશ્વરનું બીલકુલ ગ્નાન થતું નથી.

હવે જે મનુષ્યો ઇશ્વર જેવા સુનીતીવાન નીરાકાર, નીરપક્ષપાતી દેવને મુકી અન્ય દેવ એટલે રામચંદ્ર, કૃશ્ન વિશ્નુ, સીવ બ્રહ્મા દેવીઓ વીગેરેની ઉપાસના કરી તેઓની પૂજા ભકતીમાં લોભાઈ જાયછે તેઓ આખર મહા દુખી થાય છે કેમકે તેઓની પૂજા ફકત આત્મીક ન છતાં સંસારીક છે. આવી સંસારીક ક્રીઆથી મનુષ્ય ઉદ્ધાર પામતું નથી; વળી ઉપર કહેલ દેવોમાં ઇશ્વરીયપણું બીલકુલ નથી. ભગવાન એક નામના છ ગુણ જેમાં ઐશ્વર્ય વીર્ય યશ શ્રી ગ્નાન વૈરાગ, એ ગુણો જેનામાં અખંડ રહેલાછે એવો સત્ ચીદાનંદ ઇશ્વરને મુંકી અન્ય દેવને સાચા જાણી તે-

ઓથી મુક્તી મળવાની આશા ધરાવી બેસી રહેવું એ તદન દુરાચાર છે.

રામચંદ્ર એ એક ક્ષત્રી અને સુર્યવંસી રાજા થઈ ગયા તેમણે અનેક જીવોનો સંહાર કરી નાખી રાવણ જેવા મહા બળીષ્ટ રાજાનો જાન લીધો એટલે ક્રોધ, લોભ, મોહ, માયા જેનામાં અખંડ રહેલીછે ત્યાંસુધી ભગવાન કહેવું બ્યર્થ છે; વળી એ રામચંદ્ર જ્યારે દુનીઆમાં હતા અને રાજ્યપદવી પામ્યા હતા તે વખ્તે તેપણ કોઈ દેવીની ઉપાસના કરી સમરણ કરતા હશે અર્થાત તેપણ ભગવાન માનવા એ દુરસ્ત નથી.

કૃશ્ન તેપણ એક કામી પુરૂષ અને અવતારીક, એટલે વારંવાર જન્મવું અને મરવું માટે જ્યાંસુધી ભગ (યોની) ત્યાગ કરી નથી ભગઅંત થયો નથી ત્યાંસુધી ભગવંત એ શબ્દ ધારક થવું મુશ્કીલ છે.

શીવ પણ કામી પુરૂષ એટલે વનમાં ભીલની સ્ત્રી સાથે કામાંધ બણી નૃત્ય કર્યું તો તેપણ ભગવાન માનવા એ બરાબર નથી.

દુર્ગા દેવી પરમ ક્રોધી, કાળીકા દેવી અત્યંત નીઠુર વિગેરે દેવીઓ માંશ અને રૂદ્ર ભક્ષી તેમજ અસુરોના વધ કરનાર પણ મનુષ્યને ઉધાર પમાડવાને શક્તિવાન સમજવી નહીં.

બ્રહ્મા તેપણ પોતાનીજ પુત્રીપર આસકત થયા; વળી સ્રષ્ટીનો ઉત્પન કર્તા બ્રહ્મા હોય તો હાલના વખ્તમાં લોક તેઓની પૂજા કેમ કરતા નથી? શા માટે ઉત્પન કરનારને માનતા નથી. આ જાણવું ઘણીજ અગત્યનું છે.

લોકો કહેછે કે વનસ્થાન કરવાથી, જટા વધારવાથી, ભસ્મ લગાવવાથી અથવા ક્ષૌર (મુંડન) કરાવવાથી મુક્તિ

મળે. આમ માનવું પણ વ્યાજબી નથી કેમકે વનવાસમાં રહેવું દુરસ્ત હોય તો અને મુક્તિ મળતી હોય તો સર્વને વનવાસ કરવો વ્યાજબી છે તો સર્વ લોક વનમાં રહે તો વનમાં પણ એક ભારી નગ્ર બની જાય. તોપછી વન ન કહેવાય અને વન ન કે'વાય તો મુક્તિ ન મળે; વળી જો વનાશ્રમ કરવાથી મુક્તિ મળે; તો વનમાં કેટલાંક જાનવરો નીરંતર રહેછે તેમનેજ મુક્તી મળે વળી કેટલીક જાતનાં જાનવરોને જટા (કેસ) પણ વધેછે રાશભ અહનીશ ભસ્મ ચોળ્યાંજ કરેછે, ગાડરાં (મેંઢાં) પણ મુંડન કરાવેછે તો આ સર્વ જીવોની ગતિ... ત્યાગ આવી મુક્તી મળવી જોઇએ પરંતુ મુક્તી મળતીજ નથી.

કેટલાક લોકો મુર્તિપૂજન કરેછે અને મુર્તિને દેવ માનેછે તેપણ દુરસ્ત નથી કેમકે મુર્તિ ફક્ત કાષ્ટ યા પાષાણ કે ધાતુની બનેછે અને તે ચૈતન્ય નહીં પણ જડ પદાર્થ છે તેમ તેનામાં હલન ચલન શક્તી પણ બીલકુલ નથી અને તે મુર્તિ મનુષ્ય પોતાના ઓજારથી બનાવેછે માટે મુર્તિને પણ ભગવાન કહી નમવું એ વ્યાજબીછે એમ હું ધારતો નથી.

માટે સર્વ સાહેબોએ આ ટુંક ભાષણ ધ્યાનમાં લઈ અન્ય દેવના ઉપાસના ત્યાગ કરી એક અદલ ઇનસાફી ઇશ્વરની ભક્તિમાર્ગે ત્વરાથી જઈ પોહોચશો એમ હું સંપૂર્ણ આશા રાખુછું.—

વિદુષક—આ તમામ કીધું તે ખરૂં છે એમ હું કદી માનવાનો નથી આકાશ અને પાતાળ એક થઈ જાય તોપણ શું થયું. હું કભી જૈનમતથી ડગવાનો નથી તો બીજા ગ્રહસ્થો પણ નહિજ ડગે એમ હું ધારછું.

જય૦—(મદોન્મતિને) મહેરબાન! તમે આ જે ભાષણ કુ-

હું તેના વિરૂધ મારે તમને કહેવાનું છે; પરંતુ આજે ટાઇમ થઈ ચુકયોછે માટે કાલરોજ વુલ્યમ નામના કૃશ્ચનનું ભાષણ થયાબાદ પરમ દીવસે તમો અવસ્ય પધારજો એટલે તમને કહેવામાં આવશે.

મદોન્મતી—(સલામ કરીને) બહુ સારૂં ત્યારે પરમ દીવસે હું સભામાં જરૂર આવીશ આ વખ્તે જાઊછું.

જયદત—પધારો, આવજો. (મદોન્મતિ જાયછે બાદ જરાવાર પછી સભાસદો પોતપોતાને મુકામે ગમન કરેછે)

( ડ્રોપસીન )

—❧—

# પ્રવેશ ૩ જો.

સ્થળ એક જૈનશાળા.

**જયદત, વુલ્યમ તથા વિદુષક વિગેરે સભાસદો.**

**વુલ્યમ**—(જયદતને) ગુડ નુંનસર (ખુરસી ઉપર બેસેછે)

**વિદુ૦**—(વુલ્યમને દેખી) ઓય મારા બાપ! આ કુણ કાળબુટ જેવો આવીને ખુરસી ઉપર ચોટેલ છે?

**જય૦**—અરે મુરખ! એક સાહેબનું અપમાન નહી કરવું એ તો કૃશ્ચન છે તે અહીં પોતાના ધર્મ વિષે ચરચા કરવા આવેલા છે.

**વિદુ૦**—ચરચા તેતો ઠીક પણ આ કુતરાં ફાંફેડી ખાય એવો વેસ ક્યાંથી કર્યોછે. હું તો તે જોઇને વિસ્મય થઈ ગયોછું પણ આ વખ્તે તેમની ઇર્ષાને લીધે જો કોઈ પણ સ્વાન અહિં આવશે તો સર્વ સભાને વિમેલ થશે માટે પ્રથમથી ચેતીનેજ બેસજો નહિં તો પછી હું અકલ મફત આપવાનો નથી, કેમકે અકલના ટકા લાગશે.

**વુલ્ય૦**—(હસીને) ઓહ. યુ આર વેરી વનડર ફુલમેન બટ

થેંક્યુ માય ડીયર થેંક્યુ (અરે તું ઘણો ખરાબ માણસ છે પણ સાબાશ છે તને)

જય૦—યાર હવે તમારૂં ભાષણ ચલાવવું જોઇએ.

વુલ્ય૦—આઈ એમ રેડી ટુ પ્રોસીડ ફરધર (જેવી તમારી ઇછા)

જય૦—ત્યારે મહેરબાન! કેટલા બજ્યા હશે!

વુલ્ય૦—(પાટલુનના ખીસામાંથી વૉચ કાઢી જોઇને) વન.

જય૦—એમ! એક બજ્યો છે? ત્યારે ટાઇમ થઈ ગયો.

વિદુ૦—(વુલ્યમને) અરે! હવે તમ્રે તમારૂં ભાષણ ચલાવો. પણ જુઠ નહીં બોલશો! જુઠ બોલ્યા તો તમારા ઈશુ નામના પરમેશ્વરના લઠ પડવાના.

વુલ્ય૦—(ક્રોધ ચડાવી એકદમ) ઓ ફુલગો આઉટ યુ ડેવ નો સેન્સ એટઓલ (અરે બેવકુફ બાહાર નીકળ તારામાં જરા પણ અકલ નથી.)

વિદુ૦—(ડરના લીધે એકદમ જમીનપર પછડાય છે તેથી શ્રોતાજનો તેને સચેતન કરી બેઠો કરેછે નીશ્ચીંત થયા બાદ પલક રહી ઉભો થઈ આ વિચીત્રને બોલાવું તે કોણ હશે એમ વિચારી કહે છે)

### દોહરા.

અહો હરી આ કુંણછે રાક્ષસ ખત્રીસ કે જંન,
સત્ય કહો જયદત્તજી ? ખત્રીસ ભાસ્યો મંન. ૧
હુદે પલક ધીરજ પકડ જોંઉછું એહનો ખેલ,
પલક પહેલ જો આવતો કરત વાત સહુ સેલ. ૨
ખેર પણ જોઉં સહી શું આવ્યો આ ડાર,
કથા શ્રવણ સવી સાંભળી પછી કરૂં નીરધાર. ૩
જીવ જરા વિચારતું સભા ભરાએલ આજ,
એહ દુષ્ટને મારતો (પણ) આવે જયદત લાજ. ૪

પરંતુ હવે તેના બોલવા ઉપરથી તેનું વિદ્વાનપણું તુ-રત માલુમ પડી આવશે.

જયપ૦—(વિદુષકનાં મરમીત વચન સાંભળી રહે છે અને સમદ્રષ્ટીથી વિચારમાં પડી વુલ્યમના સામું જોઇ રહે છે તેથી વુલ્યમ એકદમ બોલી ઉઠે છે.)

વુલ્યપ૦—

Among the rich, among the great,
For all their wealth and their state
There smany a heart not half sofree
From care as humble honesty.
એમંગ. ધી. રીચ. એમંગ. ધી ગ્રેટ
ફોર ઓલ ધેર વેલ્થ, એન્ડ ધેર સ્ટેટ
ધેર્સ મેની આહાર્ટનોટ હાફ. સો. ફ્રી. ફ્રોમ
કેર એઝ હમ્બલ ઓનેસ્ટી.

ભાષાન્તર—સઘળી દોલત અને વૈભવવાળા તાલેવંત અને મોટા ઉમરાવ માણસોમાંના ઘણા પુરૂષોને પણ ગરીબ પ્રમાણીક માણસના કરતાં બમણી ચિંતા હોય છે. તેમ આ વિદ્વાન પુરૂષનું એજ કારણ છે ખુસકારક સમેમાં અફસોસકારક વચન આવ્યાથી વીદવાન પુરૂષ ઘણી બાબતનો વિચાર ધારણ કરે છે.

જયપ૦—આપ કહોછો તે ખરૂં છે (વિદુષક સાંમી આંગળી કરીને) આ માણસ વિદુષક છે એટલે તે હરેક બાબત આડા સ્વાલ કરે તેમાં આપે રીસ ન ચડાવવી જોઇએ કેમકે આપ વિદ્વાનછો એટલે ગુણવાન પુરૂષોને હરેક માણસ હરકત કરવાને ત્વરીત થાયછે જેમકે.

**श्लोक.**

मांशंपसूनंदसनागजानं असंतरूपापियुवतिजनानां॥

अर्थेनराणंफलंतरूणं गुणाधिकारवैरकराभवंति. ॥१॥

અર્થ —પશુઓને માંસ ઘણો હોયછે તો તેમને દુષ્ટ લોકો મારવાને પ્રયત્ન કરેછે હાથીના દાંત મોટા અને સારા હોય છે તોતે કાઢી લેવાને લોકો પ્રયત્ન કરે છે અત્યંત રૂપવાન સ્ત્રી હોયછે તો તેને ફસાવવાને કામી પુરૂષો પ્રયત્ન કરેછે જેની પાસે લક્ષ્મી હોયછે તો તે છીનવી લેવાને ઠગ લોકો પ્રયત્ન કરેછે જે વૃક્ષને સારાં સ્વાદીષ્ટ ફળ હોયછે તો તે તોડવાને લાલચુ લોકો પ્રયત્ન કરે છે અને જે ગુણવાન પુરૂષ છે તેનાથી વાદ કરી હરાવી વેરભાવ કરવાને કેટલાક દ્વેસી લોકો પ્રયત્ન કરેછે તેવી રીતે જેનામાં વધારે ગુણછે તોતે પણ એક દુખનું કારણ છે. ખેર ! હવે આપે ભાષણ ચલાવવું જોઇએ કેમકે વખત ઘણો થઈ ગયો છે.

વૃષભ—(નિશ્ચીત થઈ ભાષણ કરે છે) આ દુનિઆના કેટલાક લોકો અત્યંત સામર્થ્યવાન ઇશુ જેવા પ્રતાપી દેવને મુકી અન્ય દેવોની પુજા ભક્તીમાં લયલીન થઈ જઈ એક દુઃખરૂપી વનમાં ફસાઈ ગયાછે તે કદી પણ ઉધાર પામી સ્વર્ગવાસ દેખવાના નથી અને દેવ દેવીઓની ભક્તી કરવા દાંન પુણ્ય યજ્ઞાદી કરે છે તેનુ કાંઈ પણ ફળ મળતું નથી છતાં નાહક કષ્ટકીયા કરી વૃથા જન્મ ગુમાવે છે પણ પ્રભુના માર્ગ સબંધી જ્ઞાન મેળવતા નથી જેના લીધે અનંત દુઃખ સહન કરી મર્ણ પામે છે.

પ્રથમ એ જોવાનુંછે કે આ શ્રષ્ટી કોણે ઉત્પન કરી ? હિન્દુ લોકો કહેછે કે શ્રષ્ટી બ્રહ્માએ ઉત્પન કરી પણ સહ લોકો સમજતા નથી કે આ અખીલ બ્રહ્માંડનો પેદા કરનાર પ્રભુ ઈસામસીહ સીવાય કોઈ અન્યદેવ નથી જો

બ્રહ્માએ ઉત્પન કરી એમ માનતા હોય તો મારે એટલુંજ પુછવાનું છે કે જ્યારે શ્રષ્ટી નવીન ઉત્પન કરી ત્યારે આ પાહાડો, સમુદ્રો, વૃક્ષો વગેરે સઘળી ચીજો બ્રહ્મા ક્યાંથી લાવ્યા? અને લાવ્યા તોતે બ્રહ્માએ ક્યાં રાખ્યું હતું તેમ એ જે શ્થાનીકથી લાવ્યા હશે તે સ્થાનીકે કોણે બનાવેલ હશે? જો બ્રહ્માએ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવી મુકેલ હોય તો પછી શ્રષ્ટી નવીન કહેવાય કેમ? વળી જ્યારે શ્રષ્ટી પ્રથમ નહી હતી ત્યારે આવી ક્યાંથી આ સમજવું દીર્ઘ-દ્રષ્ટીનું છે તો આ શ્રષ્ટી બ્રહ્માએ પેદા કીધી એમ માન-વામાં આવતું નથી; તેમ બ્રહ્માએજ પેદા કીધી એમ હોય તો ખરો વિચાર એ કરવાનોછે કે ખુદ બ્રહ્માજ સમુદ્ર પંકજમાંથી ઉત્પન થયાછે તો તે પંકજ (કમળ) અને સમુદ્રનું જળ એ શા આધારે રહેલ હશે? પૃથ્વિના આ-ધાર વિના તે રહેજ નહીં ત્યારે એ રીતે પૃથ્વી બ્રહ્માના પેદા થયા પહેલની છે એમ સીદ્ધ થાય છે તો પછી શ્રષ્ટી બ્રહ્માએ પેદા કીધી એમ માનવાનું કંઇપણ કારણ નથી તેમ ઉત્પન કરનાર બ્રહ્માજ હોયતો શામાટે ઉત્પન કરના-રની પુજા સંસારમાંથી ઉઠી ગઈ? તે બતાવી આપવું જોઇએ.

કોઈ લોક વિશ્નુ તથા માહાદેવને ભગવાન માનેછે ત્યારે બન્નેમાંથી કયો દેવ સાચો એ સમજાતું નથી. વીશ્નુપુરા-ણમાં વિશ્નુ પરમેશ્વર તથા શીવપુરાણમાં શીવ પરમેશ્વર એમ ઠરાવેલ છે તો પરમેશ્વર કોણ એ જાંણવું જોઇએ. અલબત તે બંન્નેમાંથી એક પણ પરમેશ્વર નથી, કેમકે બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતીપર કુદ્રષ્ટી કીધી વિશ્નુએ રૂપધરી અનેક પતીવ્રતા સ્ત્રીઓ ભ્રષ્ટ કીધી, મહેશ્વર સીવ-પુરમાં એક કસબણ પાસે ગયો, હવે આવા વિષઇકર્મોમાં શું ઇશ્વરીપણું છે? કાંઇજ નથી.

કોઈ કહેછે કે સઘળું ઇશ્વર કરેછે, માણસ પાપ પુન્ય કરતો નથી ઇશ્વરજ કરેછે તો પરનારી કોણ કરે છે? પાપનું ફળરૂપ સંકટ કોણ ભોગવે છે? જો ના કહેતો ભોગવનાર જુદો ઠર્યો તો પાપ પુણ્ય કરનાર જુદો નહીં હોય. માટે તે વાત પણ મીથ્યા છે.

કહોછો કે રામચંદ્ર તથા કૃશ્ન ભગવાન હતા. રામે પથર તાર્યા કૃશ્ને કનીષ્ટ અંગુળીપર પરવત ઉપાડ્યો તો તે વાત ખરી હોયતો તે શાક્ષી વીના કેમ મનાય? કેવળ પોથીમાંથી લખેલ કેમ મનાય? હરેક કલ્પના મનમાં આવે તે લખવાને શું અડચણ? કાગળ શાહી કલમ માત્ર જોઇએ. હાલમાં પણ એવાં હજારો પુસ્તકો નવિન રચાય છે, છપાય છે અને લખાય છે તે સઘળાં સાચાં કેમ માનીએ? નજ માનવાં જોઇએ અને રામ તથા કૃશ્નને ભગવાન માનીએ તોપછી તેઓનું મર્ણ કેમ આવ્યું હશે? શું! ભગવાનનું મોત આવતું હશે? વળી લોક કહેછે કે શાસ્ત્રથીને દોષ નથી તો શામાટે વિશ્નુશાસ્ત્રમાં લખ્યુંછે કે માહાદેવ કોડીઓ થયો, વિશ્નુ શાળીગરામનો પથર થયો, બ્રહ્માની પુજા બંધ થઈ, જગંનાથજીના ચાર હાથ કપાયા, ગણપતીનું માથું કપાયું, જો શાસ્ત્રથીને દોશ નથી લાગતો તો એ પ્રકારની શીક્ષા કેમ પામ્યા હશે? જો શીક્ષા પામે તો દેવ શાના? પણ હું ધારૂંછું કે તે દેવજ નથી.

ગુજરાતના ડાકોર (રણછોડ) મહા પ્રતાપી છે એમ કહેછે. જો પ્રતાપી હોય તો તેમના મંદીરમાં જાત્રાળુનું ધન હર્ણ કરવા ચોરલોકો આવી ભરાયછે તેમને દુર કેમ નથી કરતા? અને એક પોલીસ કોન્સ્ટેબલ સીપાઈ હાજર હોય તો તમામને પકડી દેદ કરેછે તો શું? ડાકોરનું સીપાઈ જેટલું પ્રબળ નથી. હવે જો પ્રબળ નથી ત્યારે પ્રતાપી માનવા દુરસ્ત નથી.

દાન પુંણ્ય યજ્ઞ સ્નાનથી અને ધર્મકથા સાંભળવાથી પણ મુક્તિ મળતી નથી. તેમ મુર્તિપુજન કરવું એ પણ આજ્ઞાર્થી નથી કેમકે તેમાં કંઇપણ ફળ નથી. મુર્તિ નિ-ક્રિય છે. આંખ છે પણ દેખતી નથી, પગછે પણ ચાલતિ નથી, હાથછે પણ પોતાના સેવકને કંઈ આપતી નથી, સલાટ યા કોઈ કારીગરે બનાવેલ છે તેમ તે મુર્તિ પોતાનો બચાવ કરી શકતી નથી, દેવળને અગ્નિ લાગે તો દેવળ મુર્તિ સહીત ભસ્મ થઈ જાયછે. રેલ આવે તો દેવળ મુર્તિ સહીત તણાઈ જાયછે વીગેરે હરેક આફતથી તે પોતાનો બચાવ કરી શકતી નથી તો પોતાના સેવકને કોઈ આફતથી ક્યાંથી બચાવે? નજ બચાવે.

બ્રાહ્મણો કહેછે કે મુર્તિમાં મંત્રનું આવાહન કીધાથી મુર્તિ સજીવન થાયછે અને દેવપણું આવેછે તો સજીવન થયાબાદ જીવની નીશાની કેમ જણાતી નથી? તો પછી સજીવન કીધાનું શું પ્રમાણ. મંત્ર ભણવાથી બ્રાહ્મણ મુર્તિ સજીવન કરે તો પછી કેટલાક અસંતાનીઆ મર્ણ પામેછે તેમણે મૃતીકાની મુર્તિ બનાવી પુત્રરૂપે તેમાં જીવ કેમ નથી ઘાલતા? મુર્તિમાં દેવપણું આણવા કરતાં મનુષ્ય પણું આણવું મુશ્કીલ નથી. તેમ મંત્રવશ્ય દેવતા હોય તો પછી મંત્ર ભણનારને દેવથી અધીક માનવો જોઇએ જો દેવ સ્વેછાચારી મનુષ્યને વશ્ય થાય તો તે દેવજ નહીં સમજવા.

એક દેવની અનેક મુર્તિઓ હોયછે તો તે સર્વમાં દેવ-પણું તો પછી દેવ એક કે દેવના વિભાગ સમજવા? પણ દેવ તો એકજ છે વળી મુર્તિ પથરની છે પણ વિશ્વાસ રાખીએ તો તે દેવજ છે તે વાત પણ તદન ખોટીછે કેમકે જે જેવી હોય તેવીજ વસ્તુ માનવી જોઇએ. કાંકરાને રૂપી-

એ માનીએ તો કેમ મનાય? અને તેથી આપણું કરજ મટશે? ભંગીઆને બ્રાહ્મણ મનાશે? તેમ અનાજને અનાજ માની ખાઇએ તો ભુખ જાય પણ વીખને અનાજ છે એમ માની ખાઇએ તો ભુખ જશે? નહીંજ જાય અને ઉલટું મૃત્યુ થશે. વીગેરે કેટલાક દાખલા છે માટે મુર્તિને પથર માનીએ તો મનાય પણ દેવ માનવું એ દુરસ્ત નથી.

મુર્તિ પુજનથી ચિત્ત પરમેશ્વરપર લાગેછે તે વાત પણ વીપ્રીત છે એકને જોયાથી બીજાપર ચીત કેમ બેસે? કીચડમાં પગ ભરાયાથી આકાશની ગતિ કેમ થાય? અને કહોછો કે શાકાર દેવની ઓળખાણ થાય છે તો તળાવના તળીઆના કર્દમમાં મોં ઘાલેથી આકાશના તારા નજરે દેખાશે? અલબત નહીંજ દેખાય માટે આવા ઢોંગી પ્રપંચ ત્યાગ કરી સત્યરૂપી જે પ્રભુ યસુમસીહની ભક્તી કરવી જોઇએ તેજ સત્ય છે.

હવે પ્રભુ યસુમસીહ તે કોણ અને ક્યાંથી આવ્યો તે જાણવું અગત્યનું છે. એક પ્રભુ ઇશુખ્રીસ્ત એટલે હજરત ઇસામસીહ જે પરમેશ્વરનો અવતાર જે નિષ્પાપ અને નિષ્કલંક હતો તેજ તમારો અમારો અને જગતમાંના બધા મનુષ્યોને તારનાર છે તેણે આસરે પોંણી ઓગણીસસો વર્સ અગાઉ માનવી દેહ ધારણ કર્યો હતો પણ તે માણસ જેવો પાપી નહતો. તેણે બીબી મરીઅમને પેટે જન્મ લીધો પણ તે અનાદી અનંત પરમેશ્વર હતો અને છે. આ જગત પેદા થયું નહતું ત્યારે તે તેણેજ પેદા કીધું અને તેજ ચલાવેછે. તેણે માણસ અને પરમેશ્વરની વચ્ચે મધ્યસ્થી કરવી હતી તેમાં માણસ અને દેવપણાનું અગત્ય હતું માટે તેણે પરમેશ્વર છતાં માણસનો અવતાર લીધો આપણે પરમેશ્વરના હુકમ તોડ્યા તે બધા તેણે પા-

બ્યા અને તેને ઘણાં સુકૃત્ય કીધાં બલકે ઘણાઓને પાપની માફી પણ કીધી. આપણે માટે તેણે બહુ પીડા ખમી અને આખરે મોત પણ ખમ્યું તોપણ તે મોતના અખત્યારમાં ન રહેતાં જીવતો થઈ કબરમાંથી ઉઠ્યો તે ચાળીસ દાહાડા દુનીઆમાં રહીને આકાશમાં ચઢી ગયો હવે આકાશમાં પરમેશ્વરની જમણી પાસે બેસીને સઘળો અધીકાર ચલાવેછે અને આપણે વાસ્તે વકીલાત કરેછે. આખરે આ જગતના અંતની વખ્તે બધાં માણસો ફરી ઉઠસે ત્યારે તે બધાંનો ઇનસાફ કરશે. જે લોકોએ તેનો ભરૂંસો રાખ્યો છે તેઓને આકાશમાં અવિનાસી સુખમાં લેઈ જશે અને જેઓને અવિશ્વાસી કીધેછે તેઓને અનંત કાળના નરક કુંડમાં નાખશે તેના સીવાય બીજો કોઈ તારનાર નથી; માટે મારા પ્યારા મીત્રો એવા અનંત શક્તિવાળા પ્રભુને શરણે આવો અને તમારા જીવાત્માનું તારણ સાધો તો કૃપાળુ પરમેશ્વર તમને પોતાનો પવીત્રાત્મા આપે અને તે વચન તમારામાં સફળ કરો—આમેન (બંધ થાયછે)

વિદુ૦—મહેરબાન! આપે તો બહુજ ટાયડું ચલાવ્યું, કંઈ ગપ મારવામાં બીજી વખ્ત માટે બાકી રાખ્યું નથી પણ તમારા જેવાને અમારા જૈનમતમાં નાસ્તીક (મીથ્યાત્વી) કહ્યાછે તે બરાબર છે.

વુલ્પ૦—વેરીવેલ (એમ ત્યારે)

જયપ૦—આપે જે ભાષણ કર્યું છે તે અમે અમારા જૈનમત મુજબ કબુલ કરતા નથી સબબ તેના વિરૂદ્ધ અમારે હકીકત કેવાની જરૂર, પરંતુ આજે સભા બરખાસ્ત થવા ટાઇમ થઈ ગયોછે માટે કાલરોજ આ વીશે ભાષણ કરવામાં આવશે જેથી આપે અહીના રાજ્યબાગની અંદર પધારવું.

બુદ્ધ્ય૦—વેરીવેલ (અહુસાહ) આ વખ્તે રજા માગુંછું કાલે આવીશ.

જય૦—ભલે પધારો (બુધ્યમ જાયછે)

વિદુ૦—જયદતજી ! સભા વિસર્જન થવી જોઇએ.

(સર્વ સભાસદો પોતપોતાના મુકામે ગમન કરેછે)

(ડ્રૉપસીન)

## પ્રવેશ ૪ થો.

સ્થળ જયદત્ત સેઠનો રંગમહેલ.

જયદત, રત્નવતિ અને વિદુષક.

રત્ન૦—(જયદતને આવ્યાબાદ) પ્રાણનાથ ? આપ મોડા કેમ આવ્યા અત્યારસુધી ક્યાં ગયા હતા મને તમારો ભરૂંસો આવતો નથી તમે મને મુંકી કંઈ ફરવા જાઓછો એ સારૂં નથી.

જય૦—(ક્રોધમાં)

દોહરો.

મુરખ મન વિચારીને, કરીએ વાક્ય ઉચ્ચાર;
વગર વિચાર્યું બોલતાં, પડે લાતનો માર. ૧

રત્ન૦—એમ એકાએક ક્રોધાયમાન શા માટે થાઓછો ?

દોહરો.

માર પડે શા કારણે, વાંક નહિં મુજ આજ;
બીન વાંકેથી મારતાં, જુગમાં રહે કેમ લાજ. ૧

(વિદુષક પ્રવેશ કરેછે)

વિદુ૦—(જયદતને) મેહેરબાન સાહેબ ? આવતાંજ લડાલડી ચલાવવા માંડી કે શું ?

જય૦—જોને ! મને પણ ધમકાવેછે.

વીદુ૦—તમારામાં ક્યાં શક્તી છે. શાસ્ત્રમાં કહ્યુંછે કે.

श्लोक.

भोजनंचघृतंसारं रात्रीसारंजागता ॥
वेरीआगतासागता स्त्रीसारंशाटका. ॥१॥

ભાવાર્થ—ભોજનને વિષે ધૃત હોયતોજ સારૂં અને રાત્રને વિષે જાગવું એજ સારૂં, વેરીની આગતા સ્વાગતા કરવી એ પણ સારૂં તેવીજ રીતે સ્ત્રીનો વાંક હોયતો તેને સાટકા (માર) એજ સાર છે.

રત્ન૦—(વિદુષકને) જા મારા પીટ્યા! આર્યાને બદસલાઓ કેવી આપેછે નીકળ મારા મકાનમાંથી!

વિદુ૦—(જયદત્તને) ભાઈ! મારાં ભાભી સાહેબ રજા આપે છે માટે જતો રહુંછું. (જાયછે)

જય૦—(વિદુષકના ગયા બાદ) પ્યારી! ચાલો હવે જમી લઇએ કેમકે મને ક્ષુધા લાગીછે માટે ત્વરા કરો.

રત્ન૦—ચાલો પ્રાણનાથ જમી લઇએ (બંન્નેજણ જઈ પોતાના ઘરના અંદરના ભાગમાં જમવા બેસે છે)



# પ્રવેશ ૫ મો.

સ્થળ રાજબાગ અંદરની સભા.

જાદત, મંદમતિ, મદોન્મતિ, પરમાનંદ, ચમરખાં, વુલ્વમ અને વિદુષક તથા તે સિવાય કેટલાક સદગ્રહસ્થોની ઠઠ જામેલ છેવટની સભા.

મંદમતી--(પરમાનંદને) ભકુતજી! આ પણ બંન્ને ઘણું કરી મળતા મતવાળા છીએ માટે પુછુંછું કે આપણે પરમેશ્વર કોને માનવો!

પરમાનંદ—જીહાં! હમ પરમેશ્વર ઉસ્કો કહતેહે કે જીસ્ને પાં-

ચપાંન્ડવકી સ્ત્રી દ્રુપર્તીકું સભા મધ્ય બસ્ત્ર દેકે લાજ રખી. ઔર સમુદ્રકે મધ્ય જળમે ગજકી સહાય કરી ઔર અજામેલકું બચાયા ઔર જીસને બીદુરજીકી ભાજીકા ભઝન કીયા અહીલ્યાસ્ત્રીકા બચાવકીઆ, રોહીદાસ ચમારે ઔર નાગર ભક્ત નરસિંહમહેતા ઔર હરણાકંસરાજાકા પુત્ર પ્રહેલાદકા ઉદ્ધાર કીઆ, ઔર હરીશ્ચંદ્રરાજા ઔર ઉસ્કી રાની તારામતિ જો સત્ય નહિ ચુકે તો ઉસ્કું અત્યંત સુખ દીઆ વ્હેસે જો પરીબ્રહ્મ નારાયનહે ઉસ્કું હમ પરમેશ્વર કહેતે હે. વોહ સત્ય હે.

મ૦—ભક્તજી! હું પણ તમારા મતને મળતોચ્છું પણ મહેરબાન મદોન્મતિ પરમેશ્વર કોને માનતા હશે? તે સમજાતું નથી.

મદોન્મતિ—હું એક પરમેશ્વર જેકે નીરાકર સર્વશક્તિમાન નિરવયવ, નિર્ધર્મ, પરિપૂર્ણ, સર્વત્ર નરંજન વાસુદેવ અવિનાશ સચ્ચિદાનંદ એવા જે ઇશ્વર તેને હું પરિપુર્ણ રીતે અહનિસ આરાધુંછું.

ચમરખાં—(બુલ્નમને) મહેરબાન? તુમલોક કીસકું ખુદા માંનતે હોગે?

બુલ્નમ—હમે હમારા દેવ હજરત ઇશામસીહ, જેકે ઇશુખ્રીસ્ત તેને અમે ઇશ્વર જાણીએ છીએ સીવાય તદન પ્રપંચ રચેલા છે.

ચમ૦—હમતો હજરત ઔર પીરપેગંબર જો હમારે કુરાન સરીફમે જો લીખે હુવેહે ઓ સબકું માનતેહે લેકીન અલ્લાહુ તાલાતો એકહીજહે ઓ સચહે.

જ્ઞા૦--અરે મહેરબાનો! વૃથા મતમાં ફુલાઈ મગ્ન થઈ બેસી રહેવું દુરસ્ત નથી કેમકે ષટદરીશણના મત એકત્ર કરીએતો તુરત ભિન્નભાવ ન રહેતાં વીવેચન થશે. શા-

આમાં કહ્યુંછે કે જેમ કુંભાર મૃતીકા પોતાના ચક્ર (ચા-કડા) ઉપર મુકી અનેક તરેહનાં ભાજન બનાવે છે અને તેનાં જુદાં નામ આપેછે પણ મૃતીકાનું અસ્થીત્વ એકજ છે અને મૃતીકા નામ પણ એકજ છે તેવીજ રીતે આ જગતમાં સો સૌના મનગમતાં નામો આપી દેવસ્થાપન કરી જુદાપણું અને મતામતિપણું કીધું છે; પરંતુ જેમ મૃતીકાનું અસ્થીત્વપણું એક છે તેમ પરમેશ્વર સર્વ શકિતમાન એકુજ છે માટે એક નયગ્રહણ કીધાથી અજ્ઞાનપણું નાશ થતું નથી પણ સ્યાદવાદમત ગ્રહણ કીધાથીજ અજ્ઞાન નાશ થઈ મોક્ષ પ્રાપ્તી થાયછે જેમકે—

### દોહરો.

જથાસુત સંગ્રહ વિના, મુક્તમાળ નહિં હોય;
તથા સ્યાદવાદિવીના, મોક્ષ ન સાધે કોય. ૧

મોતી અનેક તરેહનાં બને છે પરંતુ તે જથાબંધ મોતી એકસ્થાને રાખીએ પણ મુક્તમાળ કહેવાય નહીં પણ જ્યારે સુત્ર (દોરો) ના સમાગમમાં જોડાય ત્યારેજ હાર મુક્તમાળ એવું નામ કહેવાય. તેવી રીતે સર્વ મત એકત્ર થયા સિવાય જ્ઞાનપ્રકાશ થતો નથી. તે સત્ય છે. માટે અંધહસ્તી ન્યાયવ્રતની પેઠે નકામો મત્ત પકડી રહ્યાછો તે ત્યાગ કરી આપવો જોઇએ.

વિદુ૦—(જયદતને) મહેરબાંન સાહેબ! આપે હવે ભાષણ ચલાવી આ લોકોના સંશય દુર કરવા જોઇએ.

જય૦—(ભાષણ કરે છે) આ વખ્તે મહારે સર્વ સાહેબોના સમીપે એટલુંજ ભાષણ કરવાનુંછે કે મહેરબાન મંદમતિ તથા મહારાજ પરમાનંદ અને મીયાં ચમરખાં એમનાં ભાષણ પ્રશ્નોતરરૂપે થઈ ગએલ છે અને તે

પોતાના મત વિશે વધારે વાદ ચલાવવાને હિંમત ધરાવી શક્યા નથી એટલે તે વિષે વિરૂધ હકીકત કંઈ પણ કહેવાની જરૂર નથી ફક્ત મહેરબાંન મહોન્મતિ તથા કૃશ્ચન વુલ્યમના ભાષણો વિષે કહેવાની જરૂર સબબ તેમાં પ્રથમ મહેરબાંન મહોન્મતીના કરેલ ભાષણ વીરૂધ હકીકત બતાવુંછું તે શ્રવણે ધારણ કરશો.

તે પોતાના ભાષણમાં દેવ દેવીઓ અને રામ તથા કૃશ્ને ન માંનવા વિષે જે હકીકત કહેછે તેથી હું કેટલીક રીતે મળતો આવી કબુલ કરૂંછું પણ મુર્તિને નહિ માંનવા વીશે તેમણે જે હકીકત બતાવી છે તે તદન માંનવાલાયક નથી કેમકે મુર્તિનું પુજન તથા દરીસણ કરવું અવશ્ય કરીને કહેલ છે, કેમકે હાલ પંચમકાળનું પ્રવર્તનછે સબબ મુર્તિને ત્યાગ કરી એક ઇશ્વરને ભજીએ તો ઇશ્વર કોઈ દીવસે દેખાવ આપતો નથી તેથી મનુષ્યોને ઇશ્વરનો ડર ન રહેતાં અઘોર કર્મ કરવાને ત્વરીત થઈ જાય માટે તેમને દુઃકૃત્ય કરતાં ડરવા અને ઇશ્વરરૂપે ભજવા મુર્તિ એ એક આલંબન છે માટે મુર્તિપુજન અવશ્ય કરવું કહ્યુંછે તેમ સર્વેને મુર્તિનાં દરીશણ કરવાંજ જોઇએ પણ જૈનમતિ શ્રાવકને તો પોતાના દેવની મુર્તિનું પુજન કીધા સીવાય જમવું પણ ઉપાશક દશાંગ સુત્રને વિષે કહ્યું નથી. માટે મુર્તિને ખાસ પરમેશ્વર માંનવી જોઇએ.

હવે વુલ્યમ સાહેબે કરેલ ભાષણના પ્રથમ ભાગમાં સ્રષ્ટી બ્રહ્માએ નહિં ઉત્પન કીધા વીષે જે હકીકત બતાવી છે તે હું કબુલ કરતાં એટલુંજ કહુંછું કે સ્રષ્ટી નવીન ઉત્પન થઈ નથી પણ સ્રષ્ટી અનાદી અનંત ભાગે એટલે અસલથીજ છે અને છેજ વિનાશ થવાનો નથી.

દેવદેવીઓમાં ઇશ્વરીપણું નથી તે વાત પણ સત્ય છે

કેમકે તેતો એક અવતારી થઈ ગયાં પણ તેમણે મનુષ્યને ઉધાર પમાડવાના કંઈ ઉપાય સાધન કીધા નથી.

શાસ્ત્રને નહિં માંનવા વિશે જે હકીકત બતાવેલ છે તે પણ તદન અસત્યછે કેમકે શાસ્ત્ર એ ઇશ્વરીય આજ્ઞા છે અને આજ્ઞાથીજ બનેલછે તો ઇશ્વરને માનીએ તો તેમની આજ્ઞા પણ માંનવી જોઇએ; વળી શાસ્ત્ર એ એક સૃષ્ટીને વિષે ધર્મનીતિ અને જ્ઞાન બતાવનાર છે તેમ શાસ્ત્રને આધારે મનુષ્યોને ભક્તિપણું પ્રાપ્ત થાય છે. વળી પ્રાચીન વખતમાં સહુ શાસ્ત્ર વિદ્યમાન આચાર્ય ઉપાધ્યાયો હતા. અને હાલના વખતમાં આ વર્તમાનકાળે તેવા મહાન વિદ્વાન કોઈ પણ નથી અલબત તેમણે બતાવેલ ઇસુખ્રીસ્ત તેપણ કોણે દેખેલ છે? નથી દેખેલ તો તે શા આધારથી માની સકશો? શાસ્ત્ર આધારથીજ, માટે શાસ્ત્રને અવશ્ય કરી માંનવાં જોઇએ ન માંનીએતો પરમેશ્વરના ગુન્હેગાર થઈ ચુકીએ.

દાન પુન્ય કરવાથી અને ધર્મકથા સાંભળવાથી મુક્તિ ન મળે એ માનવું પણ દુરાચારછે. દાન એટલે સુપાત્ર દાન કીધાથી પુન્યોદય થાયછે અને ધર્મકથા સાંભળવાથી જ્ઞાનોદય થઈ વૈરાગ દશા પ્રાપ્ત થાયછે અને વૈરાગ દશાથી પાપોક્ષય થઈ અષ્ટકર્માનુ છેદન થાયછે અને મુક્તિપદ સંપાદન થાયછે તે સત્યછે.

મુર્તિપુજન નહિ કરવું અને દરીસણ પણ નહીં કરવાં એ પણ તદન ભ્રષ્ટ અને નાસ્તીકમત છે કેમકે કેટલાક ક્ષત્રી રાજાઓએ જૈનીપણું ધારણ કરી મુર્તિપુજન કીધાંછે. જે કે દંડવીર્ય રાજા, ચંદ્રજસા રાજા, ચક્રાયુધ રાજા, કુમારપાળ રાજા વીગેરે કેટલાક રાજા તથા કેટલાક કલ્પવાસી ઇંદ્રોએ મોટા ઉદ્ધાર કીધેલા છે તેમ ક્ષત્રી સુર્યવંસી

રાજા રામચંદ્રે અને પાંચ પાન્ડવે આખરે શ્રી સીધાચળના પર્વતે ઉદ્ધાર કીધાથી મુક્તિનિવાસ કીધોછે. ભરત રાજાએ અષ્ટાપદ નામે પર્વત ઉપર ચોવિસ પ્રતીમાઓનાં રત્નમય બિંબ સ્થાપિત કીધાંછે જેના લીધે અત્યંત આનંદ પામી મુક્તીપદ પામ્યાછે. વળી કહ્યું છે કે—

## श्लोक.

पादंपवित्रंकुरूतिर्थगमनं हस्तंपवित्रंकुरूदानपुण्यं ॥
मुखंपवित्रंजिनराजनामं रूदयंपवित्रंयदीज्ञानसारं॥१॥

ભાવાર્થ—જ્યારે કોઈ તિર્થને વીશે ગમન કરી દરીશણ કીધા સીવાય પગ પવિત્ર થતા નથી; દાનપુણ્ય કીધા સીવાય હાથ પવીત્ર થતા નથી; પરમેશ્વરના નામનો ઉચ્ચાર કીધા સીવાય મુખ પવીત્ર થતુ નથી અને જ્ઞાનદશા પ્રાપ્ત થયા સીવાય રૂદય પવિત્ર થતુ નથી.

પરમેશ્વર સર્વ વ્યાપી એટલે સર્વ મુર્તિઓમાં વ્યાપકછે અનેક મુર્તિઓમાં મળી ઈશ્વરીયપણું એકજ છે પણ તે ચૌદ રાજાલોકના સઘળા બ્રહ્માંડમાં વ્યાપી રહેલછે મુર્તિપર વિશ્વાસ રાખીએ તો પરમેશ્વરજ છે એ વાત સત્યછે કેમકે કારણે કારજ નીપજે કારણ વીના કાર્ય નીપજતુ નથી તેમ મુર્તિવિના પરમેશ્વરનું જ્ઞાન પેદા થતુ નથી મુર્તિમાં જીવ નહીં તે ખરૂં પણ મુર્તિમાં મંત્રઆવાહન કરી પ્રતીષ્ટા થઈ સ્થાપન થયાબાદ માનવા યોગ્યછે કેમકે પછી મુર્તિને પાષાણપણું કહેવા જરૂર રહેતી નથી અને પુજા ભક્તી કરવા લાયક થાયછે. કોઈ વેહેમી અને જંગલી મનુષ્ય કહેછે કે 'મુર્તિ અને અન્ય પાષાણ માત્ર સરખાજ છે માટે કોઈ ભિંત કે ઓશરી વગેરેમાં કોઈ પાષાણ હોય તો તેનીજ પુજા કરી એટલે મુર્તિપુજન થયું સમજવું' એમ

મઠમતિ એક મશ્કરીરૂપે જૈનમતિ સંગાથે વિવાદ ચલાવેછે પણ સઠ સમજતા નથી કે સર્વ પાષાણ સરખા હોતા નથી. અને દેવ મુદ્રા મુંકી અવર પાષાણ પુજવા એ બણેજ કેમ? જેમકે પુત્ર પુત્રી આપણું પેદા કીધેલ ફળછે તેમનો અન્ય ઠેકાણે વીહવા કેમ મળવીએ છીએ। પોતાના ઘરમાંજ ભાઈ બેન પરણે તો શો દોષછે? ઇશ્વરે સર્વેને તનના અવયવો સરખા આપેલા છે કોઇને વધારે ઓછા આપેલા નથી છતાં કેમ નથી કરેતા? પણ તેમ નજ ક. રવું જોઇએ. જો તેમ કરીએ તો પરમેશ્વરના ગુન્હેગાર અને ઇશ્વરી નીયમ વિરૂદ્ધ ચાલ્યા ઠરીએ માટે તે ન બણે તેવીજ રીતે મુર્તિને મુંકી અન્યદેવની ઉપાસના કરીએ તો તે ઇશ્વરી નીયમ વિરૂધ છે તે બરાબર છે.

વળી તેઉ સાહેબના ભાષણમાં કેવામાં આવ્યું છે કે મુર્તિપુજનથી ચીત્ત પરમેશ્વરપર ચોટતુ નથી અને એકને દેખી બીજાનો ગુંણ કેમ માલુમ પડે? અને શાકાર પદાર્થથી નીરાકારપણું પ્રાપ્ત થઈ પોછાણ થતી નથી. આ સઘળું બોલવું તદન અસત્યછે કેમકે મુર્તિપુજનથી ચીત્ત પરમેશ્વરપર લાગેછે અને એકને દેખી બીજાનો ગુંણ તુરત માલુમ પડેછે જે કે તલવાર યા ધારવાળું શસ્ત્ર નગ્ન કરી આપણા હાથમાં લીધાથી તેજ વખ્તે આપણને તે શસ્ત્ર કોઇને મારવાનો યા કંઇપણ ઘા કરવાનો ઇરાદો સેહેજ ઉત્પન થાયછે વળી કોઈ લીંબુ યા આંબલી વીગેરે ખાટો પદાર્થ આપણા કરમાં લેઈ કાપી જોતાંજ એકાએક આપણા મ્હોમાંથી અમી (થુંક) છુટેછે અથવા કોઈ ભગ (યોની) કે બીજે કોઈ કાંઈ રમણીક યુવતીની તસ્બીર પેખી કામી પુરૂષોનાં મન સ્થીર ન રહેતાં કંદર્પ ઉત્પન થાયછે વીગેરે કેટલાક ઉદાહરણોથી જાણવું કે મુર્તિનું દરીશણ

કરી શાન્ત મનથી ધ્યાન લગાવતાં વૈરાગ્ય દશા પ્રાપ્ત થાયછે અને આપણું ચિત નિરાકાર પરમેશ્વર પાસે ત્વરાથી જઈ પોહોચેછે માટે મુર્તિ એ એક જૈનમુંદ્રા અને પરમેશ્વરપર ચિત લગાવવાને આલંબન છે કેમકે કારણ વિના કાર્ય ઉત્પન થતુ નથી. માટે અવશ્ય કરી મુર્તિને દેવરૂપે માનવી જોઇએ.

વળી મેહેરબાન વુલ્યમ સાહેબ કહેછે કે હમારા પ્રભુ યસુમસીહ પરમેશ્વરની જમણી બાજુએ બેશી વકીલાત કરેછે અને તેજ મનુષ્યોને તારનાર છે. આ બોલવું દેખીતુજ અસંભવિત છે કેમકે ખુદ પરમેશ્વર તો નહીં પણ વકીલ તરીકે હજરત યશુમસીહ છે તેવું પોતે કબુલ કરેછે તો યશુને બદલે યશુના પણ ઉપરી જે પરમેશ્વર તેમને ભજવા એ કેવી સારી વાતછે ? જેમકે જેટલું રૂાજાનું પ્રબળ અને થતુ કામ તેટલું પ્રધાનથી બનેજ કેમ ? માટે એ બોલવું આ સુજ્ઞજનોએ માનવું નજ જોઇએ.

આ દુનીઆમાં સર્વ લોક પોતપોતાના વૃથા મતો ખડા કરી ખરી મતલબ ઉપર ધ્યાન ન આપતાં નકામા પ્રપંચમાં ફસાઈ ગયાછે. જેમકે બોધમતિ જીવને ક્ષણભંગુર કહેછે; મીમાંસીક કર્મને કરતા માનેછે; સાંખ્યમતિ જીવને કર્મ રહીત માનેછે. એમ અનેક તરેહના જુદા મત ખડા કરી ભોળા લોકોને ફસાવેછે એવા ઠગલોકો આ દુનીઆમાં ઘણાજ છે પણ સુજ્ઞ પુરૂષો હશે તે આવા ઠગ લોકોથી નહીંજ ફસાએ એમ ધારૂંછું.

બાદ હવે આ બાબણ બંધ રાખી એટલીજ અરજ કરૂંછું કે સર્વ સભાસદોએ કોઇપણ અન્યદેવની ઉપાસનામાં ન લોભાતાં અરીહંત દેવ પરમાત્માની સેવા ભકતીમાં અતી લયલીનપણું પ્રાપ્ત કરશો એમ મારી ખાસ સુચનાછે એજ વિનંતી. તથાસ્તુ.

સર્વ સભાસદો—(જૈનમતિ ઊંચા સ્વરથી) સાબાશ—સાબાશ—સાબાશ છે જયદતજીને આ વખ્તે આપણા જૈનમતની ઘણીજ ઉન્નતી થઇછે જેના લીધે અમે અત્યંત હર્ષવંત થઈ આપને આ માનપત્ર આપીએ છીએ તે ગ્રહણ કરશો કે જેથી અન્યને પણ આવી રીતે જૈનમતનો વિવાદ ચલાવી ફતેહ કરવાને ઉત્સાહકપણું પેદા થાય તથાસ્તુ.

પુરવણી—આવી સાબાશીની અને ધામધુંમની તાળીઓ પડતાં અવર મતવાળા જે લોક હતા તેમનું કંઇપણ ન ચાલતાં ઘણીજ શરમ અને દિલગીરીની સાથે પોતાનાં મ્હો છુપાવી ચાલ્યા જાયછે બાદ સર્વ સભા વીસર્જન થઈ જાતાં વિદુષક તથા જયદત પોતપોતાના મુકામે જઈ હમેશ પોતાના સહકુટુંબમાં મસગુલ રહેછે—



## ગ્રંથકર્તા વિષે.

### અંતરલાપિકા દોહરા.

સાહેબ સર્વ ઉત્સાહથી જિનવાંણી ધરે ચિત્ત;
હાલ પ્રવર્તન સમયમાં જીનસમો નહિં મીત. ૧
જીહાં દેશ મારૂ સ્થળ ભોમ જન્મ સોજત;
જીમ સંવત ઓગણીસને જન્મ બાવીસે સત્ત. ૨
વિદ્વજન દ્વીજકુળ પણ કર્યું મુકામ આ ઠામ;
નગ્રમનોહર રાધીકા ઇમ કટુમતી ગચ્છનામ. ૩
યહાં ગ્રંથ પુરાણ રચ્યો છાયો હર્ષ અપાર;
ચંદ્ર રવિ તપતાં લગી રાખો ગ્રંથ આ સાર. ૪

દલન કરી સહુ દોષને   મન ધરી જીનરાય;
ગ્રંથ ગુરૂ શુપશાયથી   ભાવ બહુલ તન થાય. ૫
ધર્યો જન્મ ઓગણીસને ઇમ અષ્ટાદશ વર્ષ;
શ્રી ગુરૂતણા પશાયથી   ચંત વિચારી સર્સ. ૬
ધરી ધ્યાંન ઉલ્લાસથી   દહન કરી મતિ હિંન;
નમન કરી જીનરાજને   જીમ અક્ષય સુખલીન. ૮
જૈનધર્મ ધારી રહ્યો ભોજક જાત્ય ગણાય;
માશ્વિનકુળમાં દ્વીજ રહ્યો એહ વિપરીતી જણાય. ૯



## ग्रंथकर्ताः स्मयः

श्लोक.

संवत आंक मेक वर्ष, मिती श्रंद्र वेचानि;
शूचिमाश द्विती दीग्म, सप्तवार्य प्रति पूर्णतीः